ॐ

# ( द्वादश ज्योतिर्लिङ्ग--नी हकीकत).

(૧) **सोरठी सोमनाथ**—તે પ્રભાસ પાટણ ( કાઠીયાવાડ )માં છે. ત્યાં ભાવનગર, ગોંડળ, પોરબંદર, જુનાગઢ રેલવેમાં થઇને વેરાવળ સ્ટેસને ઉતરાય છે. ત્યાંથી ચાર મૈલ ટ્રામ રસ્તે પ્રભાસપાટણ જવાય છે. ત્યાં ધર્મશાળાઓ છે, અને ગામમાં મકાનો પણ મળીશકે છે ગામ જુનાગઢનું છે. અને ત્યાં ગોર લોકો જોઇતી સગવડ કરી આપે છે.

(૨) **मल्लिकार्जुन**—તે સ્થાનક જંગલમાં છે. ત્યાં જવાને પુનાથી સધર્ન મરાઠા રેલવેમાં ગુંનટાકલ જંકસન થઇને ગૌકલન અને નંદીઆળ સુધી જવાય છે. નંદીઆળથી ૩૨ ગાઉ ઝાડી રસ્તો છે. તે ઝાડીમાં થઇ ઘોડા અથવા બળદ ગાડીની સ્વારીથી જઈ શકાય છે. તે આત્મકુર સુધીને ત્યાંથી ગાઉ બાર ઉપર મલ્લિકાર્જુન છે; ત્યાં તો ફક્ત ( આત્મકુરથી મલ્લિકાર્જુન સુધી ) ઘોડાની સ્વારીથી જઇ શકાય છે. તે જગાનો પુજારી પોતાના મકાનમાં જાત્રાળુની સગવડ કરે છે. આ દેવળનો કંટ્રાકટર કેસરીસીંગ છે. ત્યાં બ્રહ્મચારી વૈભવાનંદજી છે. તેઓ પણ જોઇતી સગવડ કરી દે છે.

(૩) **महाकालेश्वर**—તે ઉજ્જન ( રજપુતાના ) શહેરમાં છે. તલપદ ઉજ્જન સુધી ગોધરા રતલામ રેલવે દ્વારા જવાય છે. ઉજ્જનમાં ધર્મશાળાઓછે, અને ગામમાં જોઇએ તેવી સવડવાળાં મકાનો ભાડે મળે છે, તથા ગોર લોકો પણ જોઇતી સગવડ કરી આપે છે.

(૪) **ॐकारनाथ**—તે ૐકાર મન્ધાતા ગામમાં છે. ત્યાં ખંડવા રેલવેમાં થઇને ખંડવા સ્ટેશનથી પાંચમું સ્ટેશન મોરટકા સ્ટેશન જવાય છે. તે ઉજ્જનથી બારમું સ્ટેશન મોરટકા છે, મોરટકાથી ગાડાનો રસ્તો છે. મોરટકાથી આ સ્થાનક સાતેક ગાઉ દૂર છે. ત્યાં ઘોડાની અથવા બળદની ગાડીમાં જવાય છે. ગામમાં ધર્મશાળાઓ છે. તથા ઉતરવાને ભાડે મકાનો મળે છે. ત્યાં પુજારીઓ તથા ગોર લોકો જોઇતી સગવડ કરી આપે છે.

(૫) **त्र्यम्बकेश्वर**—તે ( નાશક ) ત્રંબક ગામમાં છે. ત્યાં જી. આઈ. પી. રેલવે રસ્તે નાશક સુધી જવાય છે. ત્યાંથી ત્રંબક બાર ગાઉ ઘોડાગાડીના ટપ્પા અથવા બળદની ગાડીમાં અથવા મોટરમાં જવાય છે. ગામમાં ધર્મશાળાઓ છે. તથા પુજારી અને ગોર લોકો જોઇતી સગવડ કરી આપે છે.

(૬) **काशीविश्वनाथ**—તે કાશી બનારસમાં છે. તલપદ બનારસ સુધી રેલવે છે. ધર્મશાળાઓ છે. તેમજ જોઇએ તેવાં મકાનો પણ ભાડે મળે છે, અને ગોર લોકો પણ મકાનોની સગવડ કરી આપે છે.

(૭) **नागनाथ**—તે દક્ષિણમાં ઇંગોલી [ હીંગોલી ] સ્ટેશનથી સાત ગાઉ દૂર છે. ત્યાં જવાને એમ. જી. એસ. રેલવેમાં મનમાડ જંકશનથી ચૌઢી સ્ટેશન જવાય છે. ત્યાંથી ઘોડા ઉપર દશ ગાઉ દૂર જવું પડે છે. ગામમાં એક ધર્મશાળા છે. તથા બાપુદેવ મારૂતીદેવ અગર બીજા હરકોઇ ગોર રહેવાના મકાનની સગવડ કરી આપે છે.

( ૮ ) **भीमशंकर**—તે પુના જીલ્લાના ખેડ તાલુકાના વાડા ગામથી દશ ગાઉ દૂર છે. તે મુંબાઇથી ખંડલા સ્ટેશન અને ત્યાંથી તલેગામ સ્ટેશન સુધી રેલવે રસ્તે જવાય છે. ત્યાંથી ખેડ અને વાડાગામ સુધી પગ રસ્તે અથવા ઘોડા ઉપર જવાય છે. અને વાડાગામથી ગાઉ દશ પૈદલ જવું પડે છે. ત્યાં ધર્મશાળા છે પણ ચોમાસાના ઉપયોગની નથી જેથી પુજારી લોકો પોતાના મકાનમાં સગવડ કરી આપે છે.

[ ૯ ) **घुश्मेश्वर**—તે દોલતાબાદ ( દક્ષિણ ) થી પાંચ ગાઉ વેરૂલગામમાં છે. ત્યાં મનમાર જંકશનથી ગોદાવરી લાઇનમાં દોલતાબાદ સ્ટેશન ઉતરી ભાડુત ગાડામાં પાંચ ગાઉ દૂર વેરૂલ જવું પડે છે. ધર્મશાળાઓ છે. અને પુજારી લોકો પણ ઉતરવાની ગોઠવણ કરી આપે છે.

( ૧૦ ) **केदारेश्वर**—તે હરદ્વારથી દોઢસો મૈલ ગામ આવે છે. ત્યાંથી ગાઉ ઉપર પર્વતોની ખીણમાં સ્થાનક છે. હરદ્વારથી પગ રસ્તે જવું પડે છે, ત્યાં જતાં પગે ચાલવું પડે છે. અગર કંડીગં બેસારી મજુરો ખંભે બાંધી ઉપાડી જાય છે. સામાન વગેરે બોજો બકરાં ઘેટાં ઉપર લઇ જવાય છે. વચમાં પંદર મુકામ આવે છે, તેને

ચટ્ટીઓ કહે છે. આ કેદારેશ્વરમાં અત્યંત બરફ અને ઠંડી પડે છે તેને લીધે બપોરે દેવળ ખોલે છે ત્યાં દરસન કરી થોડા વખતમાં પાછાવળી ગુપ્ત કાશી અથવા ઉખીમઠ પાછું આવવું પડે છે ત્યાં પુજારી અથવા ગોરને ઘેર રહેવાની સગવડ થાય છે. તેમજ ધર્મ-શાળાઓ પણ છે, પરંતુ ગરમ કપડાં અને સગડીઓની મદદની ખાસ જરૂર છે. રૂદ્રપ્રાગથી લાલસાંગા થઇને કેદારનાથ જવાય છે. અને લાલ સાંગાથી બદ્રીનારાયણ જવાય છે. આ જાત્રા વૈસાખ સુદી ૩ થી ભાદરવા સુદી ૩ સુધીમાં થાય છે. ને બદ્રીનારાયણ થઇને ગંગોદ્રી જવાય છે.

( ૧૧ ) **सेतुबंध रामेश्वर**—તે દક્ષિણમાં રામેશ્વર ગામમાં છે. પુનાથી ગુનટાકલ જંકસન જવાય છે. અને ત્યાંથી આરકોનને ત્યાંથી મદુરા અને ત્યાંથી મંડપ એપ રેલવેમાં જવાય છે. મંડપથી આગ-બોટમાં પંબન જવાય છે, અને પંબનથી રેલવે રસ્તે રામેશ્વર જવાય છે ત્યાં ધમશાળાઓ છે. ને ગોર લોકો જોઇતી સગવડ કરી આપે છે.

( ૧૨ ) **झारखंडी वैजनाथ**—તે અત્યાર સુધી અમો ઝાડ-ખંડી વૈજનાથને જ્યોતિર્લિંગમાં ગણતા હતા. ત્યાં કાશી બનારસથી ગયાજી અને ગયાજીથી ઝાડખંડી વૈજનાથ જવાય છે ને ત્યાંથી બીજી રેલમાં વૈજનાથ એટલે દેવઘર ગામ છે ત્યાં જવાય છે. બલકે ઠેઠ સુધી રેલવે છે. ધર્મશાળા છે, અને ઓરડીઓ ભાડે મળે છે. ગવર-મેંટ થાણું છે. પણ હમણાં તપાસ કરતાં માલુમ પડયું છે કે આ ઉપજ્યોતિર્લિંગ છે, પણ મુખ્ય જ્યોતિર્લીંગ **परली वैजनाथ**છે તે દક્ષિણમાં આવેલું છે. તે પૂર્ણાગામથી બાર ગાઉ દૂર છે. ત્યાં જવાને માટે એન. જી. એસ. રેલવેમાં મનમાર જંકશનથી પરભની સ્ટેશન ઉતરવું પડે છે. તે ત્યાંથી બળદ ગાડી અથવા ઘોડા ઉપર બાર ગાઉ જતાં આવે છે. સાંભળવા પ્રમાણે ત્યાં ધર્મશાળાઓ છે, અને ગોર લોકો સગવડ કરે છે. તા. ૨૫-૧૨-૧૯૧૯

**જોશી, સોમનાથ ગોરધન જુના કંટ્રાકટર.**
ઠે. ડોશીવાડાની પોળમાં મામાની પોળ. **અમદાવાદ.**

ॐ

## અમદાવાદમાં જુદા જુદા ધર્મના અનુયાયીઓનો ભરાયેલો મેળો.
## પરમાત્માને પ્રસન્ન કરવાનાં સાધનોની લેવામાં આવેલી પરીક્ષા.
## પ્રથમ નંબરે કોણ પાસ થયું ?

અમદાવાદમાં જૈન, વૈષ્ણવ, જરથોસ્તી, મુસલમાન વગેરે જુદા જુદા ધર્મના અનુયાયીઓનો મેળો ભરાએલો છે. સઉના ધર્મ મંદિરમાં સુખડ ( ચંદન ) સૂર્ય છાપનું ઉંચું કેસર ( જાફરાન ) બત્રીસો ધુપ ( દશાંક્ષ ) તથા ઉંચી નેપાળી કસ્તુરી, અંબર, બરાસ, વાસ્કેપ સુવાસીક અગરબત્તી, સોનારૂપાના વરખ, વાળાકુંચી, કપુર, જવખાર તથા ઉજમણાના સામાન વગેરેની વારંવાર જરૂર પડે છે. આખા અમદાવાદમાં દરેક ધર્મના અનુયાયીઓ ધર્મમંદિરમાં વાપરવાની ચીજો જે અનેક દુકાનોએ મળે છે તેની પરીક્ષા કરી શું અનુમાન બાંધે છે ?

**ઉંચામાં ઉંચો માલ તદ્દન કિફાયત ભાવે અને પ્રમાણિક પણે વેચનાર એકલા જોશી લલ્લુભાઈ શંભુરામની પેઢીના માલીક જોશી હરીશંકર શંભુરામઅગરબત્તી વાળા છે.**

બહાર ગામના ગૃહસ્થોએ અમદાવાદની અમારી જુની પ્રખ્યાત દુકાનેજ ચાલ્યા આવવું. અમારે ત્યાં જરાપણ દગો ફટકો થતો નથી. બહાર ગામનાં ઓર્ડરોપર ખાસ લક્ષ અપાય છે.

**જોશી. લલ્લુભાઇ શંભુરામની પેઢીના માલીક.**

**જોશી. હરીશંકર શંભુરામ અગરબત્તીવાળા.**

ડોશીવાડાની પોળ સામે દુકાન. નં પર **અમદાવાદ.**

ઘર ડોશીવાડાની પોળમાં મામાજીની પોળમાં **મ. નં ૬૦૮થી ૬૧૨**

# જાહેર ખબર.

( લક્ષ્મી અને શાન્તાનો સંવાદ. )

લક્ષ્મી.—શાન્તા બ્હેન કેરી તથા ટોપરૂં છીણવા માટે છીણી વિનાની બહુજ હરકત પડે છે. માટે મારે કેરીઓ છીણવાની છીણી ચૌટેથી મંગાવવી છે.

શાન્તા.—કેવી જાતની છીણી મંગાવશો બ્હેન. ?

લક્ષ્મી.—લોઢાની આવે છે એવીજ તો વળી.

શાન્તા.—અરે જોજો એ મંગાવતાં, સારૂ થયું તે તમે વાત કરી.

લક્ષ્મી.—કેમ વારૂં. ?

શાન્તા.—મારે ઘેર હમણાંજ આણેલી છે. એવીજ લાવજો, એમાં બહુજ સુગમ છે.

લક્ષ્મી.—એમાં શું સુગમ છે. તે સમજાવશો. ?

શાન્તા.—શા માટે નહિ. હાલમાં હમોએ આણેલી છે. બહુજ મજાની, પીતળની જાડી ફ્રેમ અને તે પીતળના પતરાથી કાતરેલી છે.

લક્ષ્મી.—ત્યારે તે સારીતો ખરી જોઉં વારૂં. ?

શાન્તા.—ઠીકી પેલી આપણે નવી છીણી લાવ્યા છીએ. તે કાઢીને દેખાડ.

ઠીકી—( ઘરમાંથી લાવીને. ) લ્યો કાઢી જુઓ.

લક્ષ્મી—( તપાસી જોઇને ) શાન્તા બ્હેન તમે કહેતાં હતાં તેમ આતો પહેલા નંબરનું કામ છે. પણ કીંમતમાં મોંઘી હશે વારૂ. ?

શાન્તા—ના બ્હેન, ના એમાં કાંઇ લાંબો ફેર પડતો નથી. અને જુજ ફેર પડે તો પણ આ સોંઘી પડે. આ મજબુત અને ટકાઉ કેટલીક જન્મારાનું ગાચ.

લક્ષ્મી—ખરી વાત છે. તમે કયાંથી મંગાવી, હું પણ આવીજ મંગાવું.

શાન્તા—અમદાવાદમાં માણેકચોક કંસારા બજારમાં કંસારા દયાલજી માવજીની દુકાને પીતળની ફ્રેમની તથા લોખંડની ફ્રેમની દરેક જાતની નાની મોટી તથા થાળીની છીણીઓ પોતાનો ( D. M. K.) ડી. એમ. કે. નો શીકકો મારેલી બનાવે છે.

લક્ષ્મી—ઠીક ઘણુંજ સારૂં ત્યારે તો હું આજને આજ માણસ મોકલી મંગાવી લઉં છું.

શાન્તા—હા, મંગાવજો પણ ડી. એમ. કે. નો સીકકો તપાસીને લેવાનું કહેજો. નકલી લેશો નહિ.

ૐ

# ( મહીલાઓનાં મનરંજન કરનારી દિલપસંદ દાગીના )
## બનાવનારની દુકાન.
## ( પ્રખ્યાતી પામેલા રતનપુરના સોની વનમાળીદાસ ગીરધરદાસની છે. કાલુપુર હાજાપટેલની પોળમાં. )

અમારી દુકાને સોનાના મીસન પાસેરીના ફેન્સી દાગીના જેવા કે હાર બંગડી અછોડા કડપચેન બુટીઓ એરીંગ વીંટીઓ ફેન્સી કાપ લોકીટો તથા ફ્રાટજાઇટનાં ફેન્સી બુટાન સોનાનાં સાંકળાં ( પુચીઓ હાથે બાંધવાની ) વીગેરે મન પસંદ તમામ દરેક જાતના દાગીના બનાવી આપવાનું કામ કરી આપવામાં આવે છે. તેમ કીફાયત મજુરીથી કામ કરવામાં આવે છે. બહાર ગામથી ઓડર મોકલનારને મુદતસર કામ કરી આપવામાં આવે છે. અમો પ્રમાંણીકપણાથી કામ કરી આપીએ છીએ. તે એકવાર મુલાકાત થએથી પુરી ખાત્રી થશે. અમો બહાર ગામના ઓડર ઉપર પુરતું લક્ષ આપીએ છીએ. સહેરના ગરાકોને પણ મુદતસર કામ આપીએ છીએ. અમારે ત્યાં કામ કરાવવાથી બજારમાં બનાવવાથી દરેકને મનને ખાત્રી થશે. અમારી પ્રખ્યાતી પામેલી દુકાને કોઇ પણ જાતની ઠગાઇનું નામજ નથી. અમારી પ્રખ્યાતી જાગતવા માટે ઘડાઇ વ્યાજબી લેવામાં આવે છે. કારીગરીને ઉત્તેજન મળેલું છે. તેથી વધારે મેળવવા માટે આ જાહેર ખબર બહાર પાડવામાં આવી છે.

( પત્ર વ્યહવાર નીચેના શીરનામે કરશો )

**પ્રખ્યાતી પામેલા રતનપુરના સોની વનમાળીદાસ ગીરધરદાસ.**

**ઠેકાણું કાલુપુર હાજાપટેલની પોળ—અમદાવાદ.**

**દુકાન નંબર ૮૦૯.**

# ખુશ ખબર.

મહેરબાન દેવ સેવાનાં સાધનો મેળવી દેવ પ્રસન્ન કરો.

શ્રી ૐ નમઃ

શ્રી સત્ય. મેવ. જયતે.

દેવ મંદીરો અને જૈન દેરાસરોમાં વપરાતી અત્યંત ખુશબોદાર

અગરબત્તી.

નંબર પહેલો. બીજો. ત્રીજો.

ઉત્તમ. સાધારણ. વ્હેપારીવળ.

કેશર સુખડ વાળાકુંચી ચાંદી સોનાના વરખ દશાંગધુપ બરાશ વિગેરે.

ઉમદા ધુપેલ તેલની પડી

આ પડીથી ધુપેલ પાડી વાપરવાથી વાળ વધારે છે. તેમજ મગજને ઠંડક આપી આંખનું તેજ અને બુદ્ધી વધારે છે.

ખુશબોદાર પાઉડર.

( ડ્રેશ સેવીંગ પાઉડર. )

આ પાઉડર ઘણો ખુશબોવાળો હોવાથી ખુશબો આપે છે. તેમજ ગરમ તથા રેશમી કપડામાં રાખવાથી ઉધાઇ તથા કીડને ઉત્પન્ન થવા આપતો નથી.

અને અગ્નીમાં નાંખવાથી હવા સુધારી ધુપની ગરજ સારે છે.

ઉપરની ચીજો છુટક તથા જથ્થાબંધ કીફાયત ભાવે મળશે.

મળવાનું ઠેકાણું. } શા. કશળચંદ મનોરદાસ ધ્રાંગધરાવાળા.
ઠે. સાંકડીશેરી—અગરબત્તીનું કારખાનું.
અમદાવાદ.



# શક્તિ સંગીત મણિમાળા.

( શક્તિ અને શુંભ નિશુંભ આખ્યાન સાથે. )

રચનાર,

ત્રિવેદી શિવશંકર વૈજનાથ કડીનિવાસી.

શક્તિઆખ્યાન ભાગ ૧ લાના કર્તા.

સાંકડીશેરી લાખા પટેલની પોળ—અમદાવાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રી હર્ષ ઔષધાલયના માલીક આયુર્વેદોપાધ્યાય

લક્ષ્મીશંકર રામકૃષ્ણ શાસ્ત્રી.

સાંકડીશેરી, લાખાપટેલની પોળ—અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૬. સને ૧૯૨૦.

કીંમત રૂ. ૦-૧૦-૦ દસ આના.

અમદાવાદ.
પીરમસા રોડ ઉપર ધી નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમાં,
**લલ્લુભાઈ ઇશ્વરભાઈ ત્રિવેદીએ છાપી.**



ત્રિવેદી શિવશંકર વૈજનાથ કડી નિવાસી જગદંબાના ભક્ત.
શક્તિ સંગીત મણિમાળાના કર્તા.

# જગદંબાની સ્તુતિ.

### છપ્પા.

અંબા અંબા જે જપે, તેને આનંદ થાય છે,
અંબા અંબા જે જપે, તે જન સ્વર્ગે જાય છે.
અંબા અંબા જે જપે, ભવસાગરમાં તે તરે,
અંબા અંબા જે જપે, કાર્ય તેનાં સેજે સરે.
અંબા ત્રિભુવન તારણી, આ સંસારનો સાર છે,
જન્મ ધરી અંબા ન જપે, તેને તો ધીક્કાર છે.

### સ્તુતિ.

( તમે એકવાર મારવાડ જાજોરે મારવાડી—એ રાગ. )

તમે એક વાર અંબે બોલોરે, ભાગ્યશાળી,
તમે અંતરના પડદા ખોલોરે, ભાગ્યશાળી
દેવી એ દયાળી, મેં નિહાળી, અંબે આરાસુરવાળી;
એ મ્હાકાળી, આપદા નાંખે ટાળીરે, ભાગ્યશાળી. તમે. ૧
દેવોનું દુઃખ કાપી, સુખ આપી, રણમાં રોળી નાંખ્યા પાપી;
હીંમત સ્થાપી, આપ્યું વચન લીધું પાળીરે, ભાગ્યશાળી. તમે. ૨
જાણે આ યુવાની, છેદિવાની, નહિ રહેવાની;
કાયા બળી ખાખ થાવાની, અંબે બોલો દેઇ તાળીરે, ભાગ્યશાળી. તમે. ૩

### સ્તુતિ.

( જેણે રામ નામ લેઇ જાણ્યું, તેને ઘેર ન આવે જમ આણુંરે—એ રાગ. )

અંબે આનંદ આનંદ કરશે, ભગવતિ ભવનાં દુઃખ હરશેરે. અંબે.
નામ જપેથી નાવ તમારૂં, આ ભવસાગર તરશેરે. અંબે.
..મા શુધામ્રત પીયોને પ્રીતે, મનના મનોરથ સરશેરે. અંબે.
કષ્ટ તમારૂં કાપે કલ્યાંણી, ભંડાર ધનના ભરશેરે. અંબે.
શિવશંકરની વિનતી સાચી, આનંદી ઉરમાં ધરશેરે. અંબે.

# અનુક્રમણિકા.

(૧) પ્રથમ કર્તાનો ફોટો ને ત્રણ સ્તુતિઓ મુકવામાં આવેલ છે.

(૨) અર્પણ પત્રિકા પુસ્તકની આપી તે સદ્ગૃહસ્થ શેઠ વાડીલાલ [illegible]-સનો ફોટો તથા હરિગીત છંદમાં અર્પણ પત્રિકા મુકવામાં આવેલ છે.

(૩) આરાસુરમાં નવરાત્રીના મહોત્સવમાં તમાંમ દેવીઓ ગરબા ગાય છે તેવા ફોટોની સેવામાં ભકતોનાં અમ્મર નામને ગરબાઓ તથા સ્તુતિઓ મુકવામાં આવેલ છે.

(૪) જગદંબાના ગબ્બર ગોખમાં નંદજી ને જસોદાજી કૃષ્ણ ભગવાનને લઇ રથમાં બેશી બાબરી ઉતારવા આવેલાં તેવા આનંદકારી ફોટોની સેવામાં ભકતોનાં અમ્મર નામને ગરબો તથા સ્તુતિઓ મુકવામાં આવી છે.

(૫) રૂકિમણી જગદંબાની પુજા કરે છે ને જગદંબાની સ્તુતિ કરવાથી પ્રગટ થાય છે ને ઇશ્વરીની મરજીથી કૃષ્ણ ભગવાન રૂકિમણીને લેવા રથ લઇને આવે છે. તે ઇશ્વરીનો આશીર્વાદ લઇ રૂકિમણીને લઇ જાય છે. તેવા ફોટોની સેવામાં ભકતોનાં અમ્મર નામ તથા ગરબો ને બીજી સ્તુતિઓ મુકવામાં આવી છે.

(૬) શુંભ–દૈત્ય લડવા ઉપવનમાં આવે છે, તે દુષ્ટને જગદંબા લાયક ન ગણતાં તેની સાથે યુદ્ધ કરવાની રજા કાલીકાને આપે છે. કાલીકા [illegible] ચામુંડા યુદ્ધ કરે છે. ને પાપી શુંભનો વધ કરી, જગદંબા જયાં સિંહ ઉપર સ્વારી કરી બિરાજમાન થએલાં છે ત્યાં કાલીકા શુંભનું મુસ્તક હસ્તમાં પકડી ચામુંડા સાથે આવે છે તેવા ફોટોની સેવામાં. ( શક્તિ અને શુંભ–નિશુંભ આખ્યાન પુરૂ થાય છે ત્યાં ) ભકતોનાં અમ્મર નામ મુકવામાં આવ્યાં છે.

[ આ ફોટો દેવી ધર્મના અધિષ્ટાતા. ]

**દાદાજી વલ્લવહરી ભટ્ટ મેવાડા બ્રાહ્મણ.**

તેઓશ્રીના વંશના ગાદિપતિ **ભટ્ટ પુન્જાલાલ લલ્લુભાઇ** તેઓશ્રીની સંમતિ મેળવી સિદ્ધ કરી મુકવામાં આવેલ છે.

# પ્રસ્તાવના.

ઇશ્વરીનું સ્મર્ણ કરી મનને દોડાવતાં, મંમાયાએ એવો નિશ્ચય મારા મનને દ્દઢ કર્યો કે સર્વ ભક્તો અને સદ્દગ્રહસ્થો સરખી રીતે લાભ લઇ શકે તેવું ઓછા મુલ્યનું પુસ્તક બહાર પાડવું, કે જેનો ભ્હોળો ફેલાવો થાય. સંગીતનો વિષય સર્વેશ્વરી જગદંબાને અતિ પ્રીય છે, જે મંમાયાને પ્રીય હોય તે સર્વને પ્રીય હોય તેમાં નવાઇ નથી, માટે આ પુસ્તક સંગીતના વિષયનું છે જેથી તેનું નામ ( **શક્તિ સંગીત મણિમાળા** રાખવામાં આવેલું છે જેમાં **શુંભ-નિશુંભ આખ્યાન** દ્દષ્ટાંત સાથે લખવામાં આવેલું છે. ) વળી ઇશ્વરીની આનંદકારી મુર્તીનો આબેહુબ ચિતાર દર્શાવવા માટે જન્મારામાં નહિ જોએલા ભવ્ય ફોટો ઘણા ખર્ચથી બનાવી મુકવામાં આવેલા છે. આ પુસ્તકના માટે ભાદરવા મહિનામાં જાહેરખબર બ્હાર પાડવામાં આવેલી તેમાં મુલ્ય આઠ આના લખેલું પરંતુ મોંઘવારીમાં ખર્ચનો હિસાબ વધી પડયો પરંતુ એક પાઇ પણ નહિ મળે તો પણ અગાઉથી ગ્રાહક થનાર ભક્તોને તથા સદ્દગ્રહસ્થોને હું મારા ટેકથી આઠ આને આપીશ પરંતુ તેની કિમ્મત રૂ. ૦—૧૦—૦ લખવામાં આવી છે. આ પુસ્તક બ્હાર પાડવામાં સાંકડીશેરીના સદ્દગ્રહસ્થો ને અમદાવાદના કેટલા ભક્તો તથા બ્હારગામના જગદંબાના લાડીલા ભક્તોની મદદ હતી જેથી પ્રથમ આવૃત્તી પ્રત ૨૦૦૦) બે હજાર બ્હાર પાડવામાં આવી છે. જો કે ખરી મદદ મને જગદંબાનીજ હતી. આ પુસ્તકમાં મારા કંઇ પણ દોષો જોવામાં આવે તે મનમાં નહિ લાવતાં સદા ઇશ્વરીની ભક્તિમાં તત્પર રહેશો. હું એક જગદંબાનો પ્રેમી ભક્ત છું. જેથી આ પુસ્તકને બ્હાર પાડી ફતેમંદ નિવડીશ એમ જગદંબા ઉપર આસ્થા રાખી કહી શકું છું.

લખીતંગ હું આપનો,

**ત્રિવેદી શિવશંકર વૈજનાથ કડીનિવાસી.**

**સાંકડીશેરી, લાખાપટેલની પોળ—અમદાવાદ.**

# [ અર્પણ પત્રિકા. ]

હરિગીત છંદ.

એક શેઠ શાણા સદ્‌ગુણી, નામે તે વાડીલાલ છે;
પિતા નરોતમ તેહના તે, સ્વર્ગવાશી હાલ છે.
રમણિક રાજનગરમાં, એક સાંકડીશેરી જહીં;
ગંગાધીયાની પોળમાં, વૈશ્નવ વણિક વસતા તહીં.
લાલાવસાની પોળમાં, અન્નક્ષેત્ર ચાલે એહનું;
બહુ વહાલ છે વિપ્રજ પરે, ઉદાર મન છે તેહનું.
પિતા તણી પેઢી ચલાવે, ધર્મ માર્ગમાં ધશી;
આનંદી અમદાવાદમાં, દિલમાં દયા રહી છે વશી.
જગદંબાના એ ભક્ત સાચા, સ્નેહ શબ્દે ઉચરૂં;
શક્તિ તણા સંગીતની, મણિમાળા હું અર્પણ કરૂં.
પરમેશ્વરીના પુષ્પ જેવી, પ્રેમની માળા ખરી;
સૌ ભક્તજનને આપવા, કર માંહી લેશો તે ધરી.
આનંદ વાધ્યો અંતરે, મનમાં અતિ હરખાઉં છું;
જગદંબાના હું જન્મથી, ધરી પ્રેમને ગુણ ગાઉં છું.

લી૦ આપનો સ્નેહી,

**ત્રિવેદી શિવશંકર વૈજનાથ કડીનિવાસી.**

હાલ સાંકડીશેરી, લાખાપટેલની પોળ, અમદાવાદ.



માન્યવંતના સદ્ગૃહસ્થ શેઠ વાડીલાલ નગીનમ જગદંબાઉપર-
પૂર્ણ આસ્થા ધરાવનાર વૈષ્ણવ વણિક. મું. અમદાવાદ



નવરાત્રીમાં નવદુર્ગાને, સૌશક્તિઓ મનહરમાતા,
આરાસુરમાં આનંદ ધરી, જગદંબાનો ગરબો ગાતા.

# જગદંબાના પવિત્ર પુસ્તકને અગાઉથી ગ્રાહક થઇ માન્ય આપનાર ભકતોને, સદ્ગ્રહસ્થોનાં અમ્મર નામ.

ધાંગધ્રા.

( ૧૦૧ રા. રા. કાનજીભાઈ શંકરલાલ. )

૨૫ શાહ નારણલાલ મોતીલાલ બુકસેલર. રીચીરોડ–અમદાવાદ.

અમદાવાદ.

સાંકડીશેરી જતીની પોળમાં.

૨ રા. રા. રામપ્રસાદ હીરાલાલ.

મદનગોપાળની હવેલી.

રા. રા. ચુનીલાલ ગણેશ ચોખાવાળા

સારંગપુર બહાર બંગલો.

૭ રા. રા. ભટ્ટ કેશવલાલ નન્નુભાઇ

સાંકડીશેરી લાખાપટેલની પોળ.

૬ રા. રા. જાની કૃપાશંકર સ્યામજી

ખાડીઆ સુતારવાડાની પોળ.

૬ રા. રા. પટેલ નારણલાલ ગંગારામ

શાહપુર વનમાળીવાંકાની પોળ.

૬ રા. રા. પંડયા નારણશંકર જદુરામ

કડી–મનીપુરમાં.

૬ રા. રા. ત્રિવેદી ચુનીલાલ વિશ્વનાથ

તંબોળીવાડો.

૬ રા. રા. પંચાળી નાનાલાલ ઇશ્વર

૬ રા. રા. પાધ્યા મગનલાલ મોતીરામ

સદરબજાર પંડયાની હોટલ.

૬ રા. રા. પંડ્યા રણછોડ કેશવલાલ

પાડાપોળ.

૫ રાવલ સોમનાથ મોતીરામ

૫ જાની ચમનલાલ મગનલાલ

૫ રાવલ માણેકલાલ ત્રીભોવન

તંબોળીવાડો.

૫ સુકલ રેવાશંકર ઇશ્વર

નાનો કોઠારીવાડો.

૫ સુકલ ગીરજ્યાશંકર દામોદર

કોઠારીવાડો.

૫ ભટ્ટ હરીલાલ લલ્લુભાઇ

દાણાપીઠું.

૫ પટેલ સેંધાલાલ ઇશ્વરભાઇ

હીરકનનું નાકું લવારકુઇ.

૫ જ્યાંની ગોર જગનાથ

અમદાવાદ–પાંચકુવે કાપડના વેપારી

૫ શા. ચંદ્રકાન્ત છોટાલાલ

**સાંકશેરી ઝુંપડીની પોળમાં.**

૫ શેઠ જીવણલાલ નરોતમ

**ખીજડાની પોળ.**

૫ રા. રા. ઘેલાશંકર સિવશંકર વકીલ

૫ રા. રા. પંડ્યા ચુનીલાલ દલસુખરામ

**સાંકડીશેરીના નાકે બીટીની દુકાન.**

૫ પટેલ નાથાલાલ કુબેર

**સાંકડીશેરીમાં.**

પરી. નારણભાઇની દુકાને.

૫ પટેલ ચુનીલાલ ગારધનલાલ

**નાનશા જીવણની પોળ.**

૫ શા. જેઠાલાલ ડાહ્યાભાઇ

૫ શા. ચમનલાલ નાગરજી વીમાવાળા

૫ શા. જેઠાલાલ ચકુભાઇ ભક્તરાજ

૫ શા. મણીલાલ જીવણલાલ

૫ શા. પરસોતમ ચુનીલાલ

૫ ચોકશી હીરાલાલ મણીલાલ

**દેવજી સરૈયાની પોળ.**

૫ રા. રા. મોહનલાલ પરસોતમ

૫ ઠક્કર પરસોતમ ગોપાળ

**લાખાપટેલની પોળ.**

૫ ઠક્કર કાકુભાઇ નરસીદાસ

૫ ઠક્કર લાલભાઇ નરસીદાસ

૫ શા. ઉત્તમલાલ નાનાલાલ

**રઘુનાથજીમની પોળ.**

૫ શેઠ મણીલાલ વીજવલ્લભદાસ

૫ પરીખ મંગુલાલ [illegible]દાસ

**સામલજી થાવરની પોળ.**

૫ શા. મણીલાલ છોટાલાલ

**લાલાવસાની પોળ સામે.**

૫ ડાક્ટર સાહેબ મનુભાઇ હર્ષે

વ્યંકટરાય મોતીલાલ ભચેચ

**લાલાવસાની પોળમાં.**

૫ સોની સોમનાથ બલાખીદાસ

૫ પટેલ વીઠ્ઠલદાસ ધુળીદાસ

**હુજરાની પોળ.**

૫ રા. રા. ભીખાભાઇ અંબાશંકર

૫ રા. રા. મતીલાલ મોતીલાલ

૫ પટેલ રણછોડલાલ વીઠ્ઠલદાસ

૫ સોની નારણદાસ પાનાચંદ

**ખાડીયા વાડાપોળ.**

૫ રા. રા. જયેન્દ્રપ્રસાદ ભવાનીપ્રસા

સોની રામજી ગીરધરભાઇ

**ખાડીયા સેવકાની વાડી.**

૫ સોની પરસોતમ જમનાદાસ

૫ સોની છોટાલાલ રણછો.

૫ સોની મંગળદાસ લલ્લુભાઇ

૫ સોની ત્રીકમલાલ રણછોડ

**માંડવીની પોળમાં સોનીની પોળ.**
૫ સોની ગોવીંદલાલ છોટાલાલ

**ધનાસુતારની પોળમાં.**
ગુંદીની પોળ સામે.
૫ સોના બુલાખીદાસ હરગોવીંદ

**રીચીરોડ ધર્મવિજય હિંદુ હોટલ.**
૫ રા. રા. કેશવલાલ દોલતરામ

**રીચીરોડ પાનની દુકાન.**
૫ જોશી બ્રધર્સ રોજદવાળા

**માણેકચોક સાકબજારમાં દુકાન.**
૫ કાછીયા ડાહ્યાભાઇ મનસુખ

**કંસારાબજારમાં દુકાન.**
૫ પુરોહીત રામશંકર રણછોડ

**કુંદાઇઓળમાં સુરતી મીઠાઇવાળા.**
૫ સુખડીયા કુબેરદાસ અંબારામ

**મામુનાયકની પોળ સુકલની ખડકી.**
૫ ત્રિવેદી પ્રભાશંકર હીંમતલાલ

**વિકટોરીયા ગાર્ડન હિંદુહોટલ**
**ડીસ્ટીક કોર્ટ સામે માલીક.**
૫ શંકરરાવ કાનુજીરાવ

**રાયપુર ભાઉની પોળ.**
૫ સોની કેશવલાલ લલ્લુભાઇ

**શાહાપુર દરવાજાનો ખાંચો.**
૫ શા. મણીલાલ ભોગીભાલ

**શાહાપુર ગરનાળાની પોળ.**
પટેલ ધુળાભાઇ ગોપાળદાસ

**ખાડીયા સુતારવાડાનો પોળ.**
૫ પટેલ ધુળીદાસ માધવજી

**મુંબાઇ.**
ત્રાંબાકાંટા ચમનલાલ શીવલાલની દુકાને
૫ ભટ્ટ અંબાલાલ મોતીલાલ

**કરાંચી કેમ્પ.**
હેલપીસહનરોડ જામનગરવાલા.
૫ શા. ડાહ્યાલાલ મદનજી

**કરાંચી સીટી.**
ઠે. મીઠાધર વીસનજી હતિચંદને ત્યાં.
૫ શા ભોગીલાલ ચકુભાઇ અમદાવાદના

**પુના કેમ્પ (સેન્ટરસ્ટીટ નં. ૫૨૫)**
૫ પા. વલ્લભભાઇ દલાભાઈ

**રહોાલ (તા. લીંબડી.)**
૫ સુકલ કીપાશંકર નરભેરામ

**છોટા ઉદેપુર. (રેવાકાંઠા.)**
૫ મોદી રણછોડ વીઠલદાસ

**માણસા. (મહીકાંઠા.)**
૫ સંઘવી ત્રીભોવન ઉમેદરામ.

**અસારવા. તા. અમદાવાદ.**
૫ ભટ્ટ છગનલાલ વેણીરામ
૫ મીસ્ત્રી ખોડીદાસ ઓઘા કડીવાળા

**વઢવાંણ કેમ્પ.**
૫ ખત્રી જીવણલાલ મકનજી

[ ધાંગધ્રા ] ( કાપડબજારમાં )
૫ પારેખ નરોતમદાસ દામોદર
બજારચોક.
૫ મેતા મુળચંદ ડામર
ઠે. ઘેલડાંપા.
૫ માસ્તર રવિશંકર કેસુરામ
ઠે. ધાંગધ્રામાં.
૫ મણીયાર ભગવાનજી ગોવીંદજી
કહેગામ.
પોસ્ટ માસ્તર સાહેબ
૫ દેસાઇ રણછોડજી ખુસાલભાઈ
દાહોદ. (પંચમહાલ) મારકીટ સામે.
૫ પંડયા મોહનલાલ પરસોતમ

મુ૦ માતાજી અંબાજી.
૫ રાવલ ખુશાલીરાય નિર્ભયરામ
કપડવણજ. ( ઠે. પટેલવાડામાં )
૫ ત્રવાડી રાધેકૃષ્ણ મથુરભાઇ
ગામ અણખી. (તા. જંબુસર.)
૫ જોશી ચુનીલાલ પ્રાણશંકર
મુ દાંતા. ( ઠે. ભવાનગઢ. )
૫ ભટ્ટ ચુનીલાલ પાનાચંદ
મહુધા. [ તા. નડીયાદ.]
ઠે. નડીયાદી ભાગોળે.
૫ કુંભાર કાના બાપુજી
બ્રાહ્મણવાડા. [ તા. સિદ્ધપુર ]
૫ ઠા. ગંગારામ મયાચંદ

# શકિત સંગીત મણિમાળા.

## સ્તુતિ.

### મરાઠી સાખી.

સરસ્વતિ સ્મરૂં શારદા સાથે, વાંણિ વિમળ મુજ થાવા,
સંગીત આ શક્તિની માળા, ભક્ત જનોને ગાવા,
આનંદ ઉપજાવો, નેહ નજર કરી કંઈ લાવો, આનંદ ઉપજાવો.



( व्याकरण वारिधि विद्या वाच स्पति )

( श्रीवेदशास्त्रसंपन्न श्रीमद् रामकृष्ण हर्षजी शास्त्रीतत्कृत. )

## ( गरबो. )

( जइ बुधी राज म्हाकाळी परतापे राज करो छो ए राग )

जय जगदम्बे जय जगदम्बे, पाहि महेश्वरि देहि सदा सुख संततिम्

सुररक्षण वीक्षण दीक्षितिके, प्रबलाऽसुर बलदलने त्वसिके,

शिव विष्णु विरिञ्चि कृत स्तुतिके. जय जगदम्बे० (१)

भुवन त्रय विजयवती प्रवरा,(२)विपदम्बु शुचिः पवनोऽसिधरा,

नहि काल कृताऽपि तवास्ति जरा. जय जगदम्बे० (२)

तव चरण सरोरुह युगल महम्,(२)हृदये निद धाम्यभियां निवहम्

रिपुहं कलहंसरवानु वहम्. जय जगदम्बे० (३)

त्वं प्रियनतिरातिमतिरमलगतिः(२)त्वं चेतन जडमयबोधततिः

सकलाकृति रविकृति रेकचितिर् जय जगदम्बे० (४)

त्वं पितृवन भूत पिशाच सखी (२) सुरनन्दन वन भूषेन्दु मुखी,

निज भक्त विभव दानाभि मुखी. जय जगदम्बे० (५)

त्वं करुणावरुणालय हृदया (२) महिषासुररण भुवि ते न दया,

शक्त्यात्मतया विदिताऽसिमया जय जगदम्बे० (६)

तव गुण गणना स्तु गणयितुम् (२) शक्ति र्न मति र्न गाति र्ज्ञातुम्

रामादिक शैशव मर्थयितुम्. जय जगदम्बे० (७)

## ( નવરાત્રીના મહોત્છવમાં જગદંબાના ચાચરમાં ગાવાનો ગરબો. )

( પુનમ ચાંદની પુરી ખીલી રહીરે એ રાગનો ગરબો. )

ગાઓ ગરબો આજે, અંબેનો આણંદથીરે,
એ છે આદ્ય ભવાની દીન દયાળી માત,
આરાસુર માંહી અલબેલી બિરાજતાંરે.

સાખી.

નવરાત્રીના દિનમાં, મનમાં ધરી ઉમંગ,
બહુચર બાળી આવીયાં, તુળજ્યા બેની સંગ.
પાવાગઢથી આવ્યાં પ્રત્યક્ષ, માજી કાળીકારે,
ભવાંની ભદ્રકાળી, ભુવનેશ્વરી છે સાથ. ગાઓ. (૧)

સાખી.

અજાઇ અનપુર્ણા અને, હરસિધને ખોડીયાળ,
ચંડી ચામુંડા ખરે, ભક્ત તણાં પ્રતિપાળ.
બ્રહ્માણી રૂદ્રાણી, વિનાયકી ત્યાં આવિયાંરે,
ત્રિપુરા તોતળાને, વારાહિ ધરી મન. ગાઓ. (૨)

સાખી.

અષ્ટ ભુજા ઉમીયા તહીં, સખીને સિધવાઇ માત,
ચોઠસઠ ચોગણી આવીયાં, વિશ્વમાંહી વિખ્યાત.
ચાચરમાં સહુ બેનોને, અંબા ચંદન કરેરે,
રૂડા આરોપ્યા છે, પુષ્પના ત્યાં હાર. ગાઓ (૩)

## સાખી.

સણુગારો સોળે સજયા, નવ નવ નવલે ચીર,
શક્તિયો સર્વે મળી, લીધા ગડુલીયા શિર.
કર માંહે કિડતાલો, કલ્યાંણી પ્રિતે ધરીરે,
બીજે હાથે તાળી લેતાં, ભવાંની માત ગાઓ. (૪)

## સાખી.

સુંદીર શોભા શી બની, ચાચર ચોકની માંય,
ફરતાં માજી કુદડી, મધુર કંઠથી ગાય.
ઝાંઝનો ઝણુકારો, ઝણુણુણુણુ થાયછેરે,
આનંદ આનંદ જામ્યો, આરાસુરની માંય. ગાઓ. (૫)

## સાખી.

નવદુર્ગા રાજી થઈ, વિણા કરમાં સહાય,
કોમળ સ્વર સુણી ઇશ્વરી, અંબા ત્યાં હરખાય.
આપ્યાં માન સહુને, અંબે અતિ ઉમંગથીરે,
નવરાત્રીનો ઓત્સ્છવ, સોભા કહી નવ જાય. ગાઓ. (૬)

## સાખી.

સર્વે બેનો સજ થઈ, અંબાને મળી ત્યાંય,
નિજ ધામે શીધાવતાં, આનંદ ઉર નવ માય.
ગરબો ગાએ પ્રીતે, શિવશંકર સુત માતનોરે,
ગામ કડીનો વાશી, અંબાનો છે લાલ. ગાઓ. (૭)

## સ્તુતિ.

જન્મ ધરી જગદંબા સેવો, (૨)
નાપ જપે છે નિશદીન જેનું, દેવાધી દેવો જન્મ ધરી.
આરાસુર આવ્યાં અલબેલી, મન ગમતું મણીદ્વીપને મેલી,
પરમેશ્વરીનો પડછો છે કેવો, જન્મ ધરી જગદંબા સેવો,
પાવડી માની પ્રિતે પખાળો, નારાયણીને નજર નિહાળો,
આ અવસરમાં લ્હાવ પુરો લેવો, જન્મ ધરી જગદંબા સેવો.
ધુપ, દીપ, ચંદન, અક્ષત લઈને, મણી મુક્તાના હાર ગ્રહીને,
કનક થાળમાં અરપીને સેવો, જન્મ ધરી જગદંબા સેવો.
શક્તિની સંગીત મણિમાળા, કરમાં ગ્રહો અંબેના લાલા,
શિવશંકરનો પ્રેમ પુરો એવો, જન્મ ધરી જગદંબા સેવો.

---

( વારી જાઉંરે સાવરીયા તોપે વારણારે (૨) એ રાગ. )
શક્તિની સંગીત મણિ માળા, મેં કરમાં ધરીરે....(૨)
આદ્ય ભવાંનીને આરાધો, તન મનથી [illegible] તારજ સાંધો,
જન્મ મરણનો ફેરો નહિ આવે ફરી[illegible] શક્તિની (૧)
માર્કંડેયને માત બચાવી, આયુષ્યને [illegible] ગાવી,
માંન વધાર્યું કરૂણાળી કરૂણા કરીરે. (૨) શક્તિની. (૨)
વલ્લવ ઉપર વ્હાલજ ભારી, શ્રીજી રૂપે નથની ધારી,
વૈશ્નવ વદતા જગદંબા તારી ખરીરે (૨) શક્તિની. (૩)

મંમાયા કહું મુખથી ગાજી, વાંણી વિમળ તમે કરશો માજી,
ભગવતિ નામે ભવસાગર જાઉં તારીરે. (૨) શક્તિની. (૪)

## કવાલી.

( કદર નહિ કામની કંઇએ, બળીએ નોકરી કરવી એ રાગ. )
અમારી વગ અને વસીલો, દયાળી એક અંબે છે,
અમારૂં સૌર્યને સમતા, દયાળી એક અંબે છે.
અમારાં માતને પિતા, અમારી સર્વની સરિતા,
અમારાં ગાંનને ગિતા, દયાળી એક અંબે છે. (૧)
અમો નિર્ભય થઈ ફરતા, દુશ્મનોથી નહિ ડરતા.
અમારાં કાર્યની કરતા, દયાળી એક અંબે છે. (૨)
પુજીએ પાવડી પ્રિતે, લઇને નામ શુભ રીતે,
અમારૂં હર્ષને હીતે, દયાળી એક અંબે છે. (૩)
અમારાં ભક્તનાં બેલી, જાળવતાં વળ એ છેલી,
અમારૂં વૃક્ષને વેલી, દયાળી એક અંબે છે. (૪)
અમારે ઓથ છે એની, સદા શેવા કરૂં તેની,
ભલાં એ ભકતનાં બેની, દયાળી એક અંબે છે. (૫)

(નાંખેલી પ્રેમની દોરીરે કાનુડે મારે નાંખેલ પ્રેમની દોરી એ રાગ. )
તારો ભરોંસો મુને ભારીરે, અલબેલી અંબા તારો ભરોસો
મુને ભારી.

મેંઠા મ્હેહેરાંમણુ જ્યાંહી, મણીદ્રીપ સોભે ત્યાંહી,
બિરાજે બાળા બળદારીરે, અલબેલી- (૧)

આરાસુરે માજી આવ્યાં, દયા દિલ માંહી લાવ્યાં,
ભકતોને લેવા ભવ તારીરે, અલબેલી- (૨)

ગબ્બર ગોખે ગાજ્યાં, દેવ.દુંદુભી વાજ્યાં,
આરાસુરને નાંખ્યો મારીરે, અલબેલી- (૩)

દેવોનું દુઃખ કાપી, મહિષાસુર માર્યો પાપી,
શુંભ-નિશુંભ સંહારીરે, અલબેલી- (૪)

દાસ શિવશંકર, ભજે નિરંતર,
અરજ લીયોને ઉર ધારીરે, અલબેલી. (૫)

---

( મેં ન જાણું કે રામ કહેસા હે એ રાગ. )

આરાસુરી મતવાલી હે, એ પાવાગઢમાં મહાકાલી હે. આ.
ચુંવાળ ચોકમાં વોહી સ્વરૂપહે, નામ જીસ્કા બહુચર બાલી હે.આ.
દક્ષિણમાં એહી તુલજા ભવાંની, જીસ્કી ખ્યાતિ જગતમે ચાલી હેઆ.
શક્તિ સષ્ટીમાં સર્વે વ્યાપક, નહિ ઠામ ભાઇ કોઈ ખાલીહે .આ.
બ્રહ્મા વિશ્નુ શિવ સનકાદીક, સબ પર મોહ જાલ ડાલી હે. આ.
ભજે શિવશંકર નિત્ય ભવાંની, અંબેકી માલા કર ઝાલીહે.આ.

## જગદંબાના પવિત્ર પુસ્તકને અગાઉથી ગ્રાહક થઇ માન્ય આપનાર ભકતોને સદ્‌ગ્રહસ્થોનાં અમ્મર નામ.

અમદાવાદ

સાંકડીશેરી ખીજડાપોળ

૪ શા. નરસીલાલ પોપટલાલ

વરસો.

૪ અમીન અંબાલાલ છગાભાઇ

કડી

૩ રા. રા. વકીલ ઉમીયાશંકર રેવાશંકર

૩ ડાકટર હરીલાલ એચ. શેઠ

૩ રા. રા. ભટ્ટ રેવાશંકર જેશીંગરામ લવાર કુઇ ઉંડી કુંગી સામે.

૩ શા. ચુનીલાલ દલસુખ

મનીપુર.

૩ ત્રિવેદી કાલીદાસ લજ્જાશંકર

૩ સોની અમથાલાલ કુબેર

અમદાવાદ

(સાંકડીશેરી)

દેવજી સરૈયાની પોળ

૩ ચોકશી અમરતલાલ જમનાદાસ

લાખા પટેલની પોળ

૩ રા. રા. વિનાયકરાય સુરજરામ

૩ ચોકશી કાન્તીલાલ નાથાલાલ

શા. ચમનલાલ ચુનીલાલને ત્યાં

૩ શા અંબાલાલ ભગવાનદાસ

જીવણ હલકારાની પોળ

૩ રા. રા. ભુજંગલાલ છોટાલાલ

૩ રા. રા. મનહરલાલ છોટાલાલ

૩ રા. રા. પટેલ છગનલાલ ગણેશ

રાયશા માળીની ખડકી

૩ રા. રા. શા. નાનાલાલ છગનલલ

રઘનાથ બંબની પોળ

૩ પટેલ ગણેશ અરજણભાઇ

ખીજડાની પોળ

૩ સોની શામજી ભગવાનદાસ

૩ ગીશ્રી મોહનલાલ કલ્યાણજી

લાલાવસાની પોળ

૩ રા. રા. વ્યાસ વીઠલરાય ગોરધનપ્રસાદ

૩ સોની ત્રીકમલાલ બલાખીદાસ
૩ સોની જુગલદાસ પરસોતમદાસ
૩ સોની જુગલદાસ છોટાલાલ

માણેકચોક

૩ શેઠ દેવીદયાળ પંચમ પાનની દુકાન

સાક બજાર

૩ રા. શા. શેઠ અમૃતલાલ જમનાદાસ

સાકની હોટલ

૩ રા. રા. શા. ભાઇલાલ લલ્લુભાઈ

ખાડીયા વાડા પોળ

૩ રા. રા. નટવરલાલ શંકરલાલ

ખાડીયા રાધાવલ્લભજીના મંદીરમાં

૩ કોઠારી લલ્લુભાઈ છગનલાલ

પખાલીની પોળ

૩ પટેલ કેસવલાલ ગીરધરલાલ

બગડાવાડમાં

૩ સોની નાથાલાલ મોહોલાલ

ઝવેરીવાડે ગોલવાડ

૩ ગોલા લલ્લુભાઇ પરભુદાસ

સારંગપુર દરવાજા પાસે ખડકી

૩ શેઠ સાંકળચંદ નરોતમ

સારંગપુર તળીયાની પોળ ઘ નં. ૧૧૧૪

૩ જયાની હરીનાથ નાહનાભાઇ

સારંગપુર નવી પોળ

૩ ઠક્કર ખેમચંદ ઝવેરદાસ

હાજા પટેલની પોળ

૩ સોની વનમળીદાસ ગીરધરદાસ

ધનાસુતારની પોળ ચુંદીની પોળ સામે

૩ સોની હરીલાલ નાથાલાલ

લુણસાવાડે અગર ભરતખંડ ટેક્ષ

ટાઇલ મીલમાં

૩ રા. રા. લક્ષ્મીચંદ દલસુખ
૩ રા. રા. અંબાલાલ ઇશ્વર
૩ રા. રા. મણીલાલ દામોદર

[illegible]

૩ મીસ્ત્રી આર [illegible] લાલ

[illegible]

૩ કાકા લક્ષ્મણ [illegible]
૩ વ્યાસ મગનલાલ દામોદર

ધાંગધ્રા (ડે ગ્રીન ચોક)

૩ શા. નરોતમ ચોપટલાલ

ગામ કાંઝ ( તા. વીરમગામ )

૩ ઠાકર કેશવલાલ મોતીરામ

વીરમગામ

ખાંનના ડેલા પાસે ઊંઝાવાળા

૩ આચાર્ય કેશવલાલ ચુનીલાલ

ભરકાલ

૩ શા. અંબાલાલ માણેકલાલ

ગામ કાલરી (બહુચરાજી માતા પાસે)

૩ પંડયા કચરાલાલ હરીભાઇ

વસો ( ઠે. બજારમાં )

૩ સોની સોમચંદ ભીખાભાઇ

વસઇ (તા. વીજાપુર)

૩ પંચોળી રવિશંકર નારાયણજી

ડભોઇ ( ઠે. કનસારાવાડ )

૩ કનસારા જીવણલાલ નરોતમ

ખોડું ( તાબે વઢવાંણ )

૩ રા. રા. પા. દેવજી ભગવાન





નંદ જશોદા કૃષ્ણ લઈ, રથમાં બેસી ગબ્બર આવે,
જગદંબની આગળ કૃષ્ણતણી, ત્યાં બાબરી પ્રિતે ઉતરાવે.

# શકિત સંગીત મણિમાળા.

## સ્તુતિ

### મરાઠી સાખી.

ભાવ તણાં ભોગી અંબે, આનંદ ઉરમાં ધરશો.
ભકત સકળનાં માત દયાળી, મન રંજન બહુ કરશો
પાએ હું લાગું, લળી લળીને મુખથી માગું, પાયે હું લાગું.

### ગરબો.

(નંદ જસોદા કૃષ્ણ ભગવાનની બાધા ઉતારવા આવ્યાં છે તેનો ગરબો)

( નટવર વસંત થૈઇ થૈઇ નાચી રહ્યો એ રાગ )

નંદને જસોદા આરાસુરે આવતાં જો,
બાધા કૃષ્ણ તણી ઉમંગ લાવતાં જો. નંદને.

### સાખી.

રથમાં બેશી આવીયાં ગબ્બર ગોખની માંય,
આધ્ય ભવાની ઇશ્વરી, અંબા ત્યાં હરખાય.
કૃષ્ણને કલ્યાણી, તેડયા ઉમંગથી,
સોના હીંડોળે મા, ઝુલાવતાં જો. નંદને. (૧)

### સાખી.

ચંદ્ર વદન શ્રી કૃષ્ણનું, શોભા કહી નવ જાય,
ભાવ ધરીને ભગવતિ, રમાડતાં યદુરાય.

જગદીશ જનનીને, જોઈ આનંદથી,
વારે વારે શિષ ત્યાં, નમાવતા જો. નંદને. (૨)

સાખી.

નંદ જસોદા પુજતાં, અંબાને ધરી પ્યાર,
વિધ વિધ ભાવે વધાવીને, અરપ્યા પુષ્પના હાર.
મેવા સામગ્રી થાળ, કનકમાં પુરીને,
અંબાની આરતી, ઉતારતાં જો. નંદને. (૩)

સાખી.

ઉતારી ત્યાં બાબરી, કૃષ્ણની ધરી કોડ
નારાયણીના ચર્ણમાં, નમાવીયા રણછોડ.
અંત્રીક્ષથી દેવલોક, મન મગ્ન થઈ,
પુષ્પ વૃષ્ટી, વરસાવતા જો. નંદને. (૪)

સાખી.

આશિષ આપે ઈશ્વરી, પ્રભુને ધરી પ્યાર,
ત્રિભુવન પતિ થાશો તમે, નંદ તણા કુમાર.
લળી લળી લાગે પાય, નંદ જસોદા,
આનંદ આનંદ, મનમાં ધરાવતાં જો. નંદને. (૫)

સાખી.

દેવળ જ્યાં માજી તણું, અંબા ત્યાં પ્રજાગ,
નંદ જસોદા આવીયાં, હર્ષ ધરીને ય.ય.

કુંમ કુંમ કીધા જસોદાએ, ત્યાં ચાંદલા,
ચિત્ત ચર્ણ અંબાના, ઠરાવતાં જો. નંદને (૬)

સાખી.

પુજી માની પાવડી, પ્રિતે લાગી પાય,
નંદ જસોદા હરખીયાં, શિવશંકર ગુણ ગાય.
ચર્ણે નમીને, નંદ જસોદાને કૃષ્ણ.
આશિષ અંબેની, લઇ સીધાવતાં જો. નંદને. (૭)

---

( બહુ નામી અંતરયામી, સચરાચર વ્યાપક શીરનામી એ રાગ. )

જગ સ્વામી, કહુ શીરનામી, અંબે બહુચર અંતરયામી.
બાંહ્ય ગ્રહોને બાળા મારી, ભવ સાગરમાં લેવા તારી,
વારંવાર હું મુખ ઉચ્ચારી, સેવક કહુંછું સુખ પામી. જગ.
કલકત્તામાં દીસો કાળી, પાવાગઢમાં પાવાવાળી,
આરાસુરમાં અંબે બાળી, તુળજા તારી મુજ હામી. જગ.
રૂકિમણી પુજતી મન ધારી, રાજા ભીમકની એ કુમારી,
મેળવીયા તમે કૃષ્ણ મોરારી, કિર્ત્તી જગમાં રહી જામી. જગ.
સચરાચરનાં માજી સહાયક, નારાયણી તમે છો જગનાયક,
દિન કીંકર કંઇ નહિ લાયક, પણ નર્ચુંજોશોમા કંઇ ખામી. જગ.

---

## ( કવાલી. )

( કદર વીણ કામની કંઇએ, બળી એ નોકરી કરવી એ રાગ. કવાલી)

ભજી લેને ભજી લેને, ભવાંની ભાવથી ભાઈ,
જગત જંજાળમાં જાંમી, જરૂર જાતો ન ફુલાઇ.
જનેતા જક્તની એ છે, સદા સંભાળતે લે છે,
જનમતાં પ્હેલાં પળ દે છે, બિચારોને તમે કાંઈ. ભજી.
આવ્યોતો ભકિત આદરવા, પુર્વનાં પ્રાશ્ચિત્તો હરવા,
કરી નાં કાંઈ તેં પરવા, અરે કેવી એ મુર્ખાઈ. ભજી.
કલ્યાંણી કષ્ટને કાપે, અવિચળ ધામને આપે,
સેવક પોતા તણો સ્થાપે, કહું હું આજ હરખાઈ. ભજી.
કાયા પાંણીનો પરપોટો, ભરૂસો તેહુનો ખોટો,
અંબેના ચર્ણમાં લોટો, મુખે જેના ગુણો ગાઈ. ભજી.
કહે છે દાસ શિવશંકર, ધરી વિશ્વાસ અંબે પર,
થઈને બેફીકર તું ફર, તરી ભવસાગરે માંઈ. ભજી.

---

## ગરબો.

( રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે એ રાગ. )

બહુચર માનો આજ, ગરબો ગાવોરે
ફરી અવસર નહિં મળે આવો. બહુચર.
એ છે આદ્ય ભવાની દેવીરે, જેને શિવ સનકાદીકે સેવીરે,
કળા કહી ન શકાય છે કેવી. બહુચર.

બોરૂ વનમાં પ્રગટીયાં માજીરે, થયા ભક્તજનો બહુ રાજીરે,
રહ્યાં ચુવાળ ચોકમાં ગાજી. બહુચર.
ઘણા અસુર નાંખ્યા મારીરે, લીધા દેવ સહુને ઉગારીરે,
પ્રગટયાં ભક્તોને લેવા તારી. બહુચર.
તમે આસન મુકી ખશીયાંરે, ભક્તોનાં દુઃખ કાપવા ધશીયાંરે,
ગોપ શીશુને મન વશીયાં બહુચર.
ગોપ શીશુનું સંકટ કહાડીરે, શાહને વિસ્મય પમાડીરે,
કુલડીએ કટક જમાડી. બહુચર.
ઘોડીનો ઘોડો કીધો માયેરે, કુતરીનો કૂતરો કહેવાયરે,
કીધી સોલંકીની સહાયે. બહુચર.
શિવશંકર દાસ તમારોરે, કડી ગામનો છે વસનારોરે,
ભવસાગરમાંથી તારો, બહુચર.

---

## ભેરવી.

જગદંબ જગતનાં માજી (૨)
આરાસુરે રહ્યાં ગાજીરે, જગદંબ જગતનાં માજી
સ્વરૂપ શું સોહે બાળા બીરાજીરે, (૨)
કોટી સુરજ જાય લાજીરે, જગદંબ જગતનાં માજી
ભકિત સુધામ્રત તાજી ભાજીરે,
ખોટી ખલકની બાજીરે, જગદંબ જગતનાં માજી.

## જગદંબાના પવિત્ર પુસ્તકને અગાઉથી ગ્રાહક થઈ માન્ય આપનાર ભકતોને સદ્ગ્રહસ્થોનાં અમ્મર નામ.

કડી ( તંબોળીવાડો )

૨ પંચોળી મણીલાલ કાશીરામ

પાડાપોળ (દલુવેલાવાળા)

૨ પરિ. રણછોડલાલ મોહનલાલ

ભાઉપુરા.

૨ પટેલ ગલાબચંદ જેસંગભાઈ

અમદાવાદ

(સાંકડીશેરી) દેવજીસરૈયા-

ની પોળ

૨ શા. બાલાભાઈ ભોગીલાલ

૨ દોશી અમૃતલાલ પરશુદાસ

૨ શા. બાદલાલ બુલાખીદાસ

નાનશા જીવણની પોળ

૨ શા. ભગવાનદાસ ચુનીલાલ

૨ શા. રણછોડલાલ પરસોતમ

ગંગાધીઆની પોળ પાસે

ઘીની દુકાન

૨ મોદી કેશવલાલ ફુલચંદ

લાખાપટેલની પોળ

૨ ચમનલાલ ચુનીલાલ

૨ રા. રા. સારાભાઈ ચતુરભાઈ

ભચેચ

રઘનાથજીની પોળ

૨ રા. રા. મણીલાલ લલ્લુરામ

લાલાવસાની પોળ પાસે

દહેલું.

૨ શેઠ હરીલાલ જીવણલાલ

હજીરાની પોળ

૨ પટેલ સોમચંદ અમીચંદ

માણેક ચોક (શાકબજાર)

૨ કાછીયા નથુભાઈ મોતીચંદ

૨ રા. રા. ખેચર દામોદર

૨ કાછીયા ફુલચંદ વણારશી

રતનપોળ નગીનાપોળ પાસે

દુ. નં. ૫૨૮૨

૨ એલ. બી. કાપડીયા

માંડવીની પોળ (વાસણના વેપારી)

૨ કનસારા નારણદાસ કેશવદાસ

ખાડીયા મોટા સુથારવાડાની

પોળ

૨ વાળંદ છોટાલ લક્ષ્મીચંદ

**ખાડીયા દેશાઈની પોળ**
૨ સોની બલાખી અનોપચંદ
**ઘાંચીની પોળ પાસે**
૨ મોદી ફુલચંદ મગનલાલ
૨ પટેલ જોઇતારામ પરસોતમ
**અમરતલાલ વાડીલાલની કંપનીમાં.**
૨ રામી રામચંદ રાયચંદ પોળમાં
**મહનગોપાળની હવેલી**
૨ પંચાળ સામળદાસ ખેચરદાસ
**રાયપુર નહવિાટો**
૨ ઘાંચી ચુનીલાલ રાગજી
**જમાલપુર કાજીઆસેરી**
૨ પટેલ કાછીઆ રણછોડદાસ ભવનદાસ
૨ ચોકસી રણછોડ ઠીગોરદાસ
**જમાલપુર સાળવીની પોળ**
૨ રાવલ બાપાશંકર લક્ષ્મીરામ
**રથ વ પરબાડોની પોળ**
૨ શેઠ નરશીહલાલ હરીલાલ
**રાયપુર દેડકની પોળ**
૨ રા. રા. હરીભાઇ પરસોતમ

**મકેરીવાડ પાસે એલાન્સડેરીવાળા**
૨ પટેલ પુંજાલાલ લલ્લુભાઇ
**ધીકાંટા નવતાડની પોળ.**
૨ ઠાકર લાલશંકર છગનલાલ
**સારંગપુર ફરતા વિસામા પાસે**
૨ ભાઠણુંજા પાનાચંદ રૂપનાથ
**પાંચકુવા ગોલવાડ**
૨ ગોલા છના ભુદર
**સારંગપુર તરીઆનીપોળ.**
૨ શેઠ મફતલાલ નથુભાઇ
**પાનકોરને નાકે**
૨ મોદી સાંકળચંદ હરગોવીંદ
**કારંજમાં (બાલ કાપવાની દુકાન)**
૨ વાળંદ ઇશ્વરલાલ છોટાલાલ
**ધનાસુતારની પોળ.**
૨ સાંકળચંદ વંનરાવન
૨ સોની વાડીલાલ હરીલાલ
**ગુદીપોળ સામે સોની હરીભાઇને ત્યાં.**
**કાલુપુર દરવાજાની પાસે**
૨ લુહાર અંદુલાલ કેવળદાસ
**ડોસીવાડાની પોળ.**
૨ શા. મોહનલાલ હરજીવન

**મામુનાએકની પોળ.**
૨ રા. બાળાશંકર મહાશંકર
**રતનપોળ હાથીખાનાકનેપાનવાળા**
૨. ઠક્કર ગાંડાલાલ કાળીદાસ
**તાજપુર લાંબીસેરી**
૨ ભટ્ટ મોહનલાલ ખુશાલદાસ
**ધ્રાંગધ્રા.**
૨ રા. રા. ખુશાલ હીરજી
**કેપાળાનો ચોરો**
૨ દવે દલપતરામ રઘુરામ
**નાની બજારમાં**
૨ શા. ડોશાલાલ વીરપાળ
**બરકાલ ( પોપટ ચાંદોદ )**
૨ જોશી જેઠાલાલ દલપતરામ
**વીરમગામ ( કાપડબજાર )**
૨ રા. રા. પરસોતમ બાવજી
**નાગરવાડો**
૨ જે. કે. ભટ્ટ વડવાણવાળા
**દાંતા ( ભવાનગઢ )**
૨ દવે ચુનીલાલ નાથાલાલ
**જંબુસર**
૨ ચોકશી કેશવલાલ છગનલાલ
**મહાલક્ષ્મી માતામાં**
૨ બ્યાશ સદારામ ગણુપતરામ

**વસો** [નડીયાદ થઇને)
૨ વ્યાસ મોતીરામ નારણજી
**અંકલેશ્વર** [હનમાન ફળીયામાં]
૨ કાછીયા પટેલ લલ્લુભાઇ નાગજી
**પારેખ ફળીયું**
૨ કાછીયા ભગવાન પરસોતમ
**ગામ ઉપેરા** (તા. સિદ્ધપુર)
૨ રા. રા. મકનભાઇ મથુરચંદ
**ખેડા** [ કે ધોબને ઢારે]
૨ સોની સાંકળચંદ ભાઇચંદ
**છોટાઉદેપુર** [પનાજી હકમાજીને ત્યાં]
૨ પંડ્યા જેઠાલાલ મોહનલાલ
સરસપણાંવાળા
**ગામ જસુંદરા મોટા** [દેહેગામ થઇને]
૨ પા. તળશી વસ્તા
**ગામ (માંરેલ)** (તા. નડીયાદ)
૨ કુંભાર મોતી ડાહ્યા
**અમદનગર**
૨ મહંત ભગવાનપુરી દેવપુરી
**લુણાવાડા** (કે. કોટડાવાડ)
૨ રાવલ આનંદલાલ દલસુખરામ
**મહેસાણા**
૨ ભટ્ટ દોલતરામ મોતીરામ
તજવીજદાર

**આણુસા** [મહીકાંઠા]

૨ ધાંચા માધવલાલ અમથારામ

**નડીઆદ** [બજારમાં]

૨ કાછીયા ફુલાભાઇ ગરબડદાસ

**કાંઝ** [તાબે વીરમગામ]

૨ ઠાકર બળદેવલાલ ત્રીભોવનરામ

૨ ઠાકર ભાઇશંકર મગનલાલ

**ગામ ઇંદોર** [અંકલેશ્વર થઇને (પોષ્ટ ઉમલા]

૨ રા. રા. ગોકલ માધવ

**ડભોઇ** [તંબાકુવાડા સોનીરણીયામાં)

૨ સોની મોહનલાલ નરોતમ

**રોજા ટંકારીયા** (તા. આમોદ)

૨ રા. રા. દીપસંગ દાનજી

**મહેમદાવાદ** [ઠે. બારોટવાડામાં]

૨ બારોટ શંકરલાલ ભુપતસંગ

**ઠે. પોલીસ લાઇન**

૨ પંડયા **અંબાલાલ** ગીરજાશંકર

**વિશનગર** (ઠે. ધંતુરીયાપોળ)

૨ જાની રવિશંકર ઉમીયારામ

**ગામ કોયલી** [તા. વડોદરા]

બા. ભીખાભાઇ માધવદાસ

**ગામ અણુખી** [ તા. જંબુસર પો. ગજેરા ]

૨ પા. શંકરભાઇ નાગજી



# શકિત સંગીત મણિમાળા.

## સ્તુતિ.

( આવરદા બધું નિશદિન—એ રાગ. )

જગદંબા જય જય કરરે ( ૨ )
દિન સેવકની દાદ દયાળી, આનંદી ઉર ધરરે— જગદંબા૦
સંગીતની મણિમાળા, શક્તિ કંઠે પહેરી ફરરે—
અમૃત ફ્રષ્ટી આઇ કરોને, શિવશંકરની પરરે— જગદંબા૦
સ્યામ વેદના શર્માને કંઇ, નહિ દુસ્મનો ડરરે—
ભક્તિના ભંડાર ભરીને, આવી આપદા હરરે— જગદંબા૦





અરજસુણી જગદંબા પ્રગટ્યાં, રુક્મિણી મનહરખાતી,
મનવાંછિત વર આપ્યું કૃષ્ણ તુંને, રથમાં બેસી સાથે જાતી.

## ( રૂક્મિણી સંકટ હરણનો ગરબો. )

( ગિરધારી અર્જ મારી, ઉર માંહી ધારજો–એ રાગ. )

અંબિકે અર્જ મારી, ઉર માંહી ધારજો;
દિન દયાળી દુઃખ મારાં, વિદારજો હે માજી–અંબિકે૦

### સાખી.

ભાવતણાં ભોગી તમે, રંજન થઈ મંમાય;
કૃપા કરોની ઇશ્વરી, લળીલળી લાગું પાય.
અર્જ કરૂં છું હું રાંકડી, રૂકિમણી ભીમકકુમાર જો હે માજી.
અંબિકે–(૧)

### સાખી.

પ્રતક્ષ માજી પ્રગટીયાં, દયા ધરીને મન.
ગભરાતી નહિ ગુણવતિ, થઈ છું હું રંજન;
રૂકિમણી પુજતી પ્રેમથી, અરપ્યા ત્યાં પુષ્પના હાર જો હે માજી
—અંબિકે. (૨)

### સાખી.

મુજને લેવા આવીયો, શીશુપાળ ધરી કોડ,
આપો વર અંબે તમે, કૃષ્ણ શ્રી રણછોડ,
અલબેલો નંદનો લાડકો, શામળીયો જગકીરતાર જો હે માજી
—અંબિકે. (૩)

સાખી.

જગજનની ત્યાં બોલીયાં, પુરણ ધરીને પ્યાર;
કૃષ્ણ લેવા આવીયા, આશિષ લે આ વાર.
પાએ લાગીને પરવરી, રૂક્મિણી ઉમંગ અપાર જો હે માજી
—અંબિકે. (૪)

સાખી.

આનંદ લાવી ઉરમહીં, પકડયો પ્રભુએ હાથ;
રથમાં બેસારી તહાં, લઈ ચાલ્યા સંગાથ.
દ્વારીકાંમાં પ્રભુ આવીયાં, ક્ષણું ન લાગી વાર જો હે માજી—
અંબિકે. (૫)

સાખી.

સજ થઈ શીશુપાળ ત્યાં, રૂકમૈયો છે સાથ;
લડવા કૃષ્ણ ત્યાં આવીયા, ચૌદભુવનનો નાથ;
જંગ મચ્યો પ્રભુ જીતીયા, થઇ રહ્યો જયજયકાર જો હે માજી
—અંબિકે (૬)

સાખી.

આનંદ આનંદ થઈ રહ્યો, રૂક્મિણી હરખાય,
ભક્ત જનુનીના સદા, શિવશંકર ગુણ ગાય;
આપો ભક્તિ તમે ઈશ્વરી, ઉતારોને ભવપાર જો હે માજી—
અંબિકે. (૭)



## જગદંબાની (ધુન)

અંબે અંબે અંબે આરાસુરવાળી, અંબે આરાસુરવાળી. (૨)
ચુવાળમાં બહુચર બાળી, પાવાગઢમાં મહાકાળી,
દક્ષિણમાં તુળજાભાળી, અંબે અંબે અંબે આરાસુરવાળી. (૨)
ઓ મમ માય, કરજો સ્હાય, દુઃખ અમારાં દુર સહુ જાય,
પાપ પૂર્વનાં પ્રલય થાય, ભવસાગરમાં સેહે તરાય,
અંબે અંબે અંબે આરાસુરવાળી, અંબે આરાસુરવાળી. (૨)

---

## સ્તુતિ.

(થયા છો રે પતિ તેજ પ્યારી તનના ઉર દશી રંગી આજે
એ રાગ.)

મા તું મારી આરાસુરવાળી, નમું તન મનથી આજે;
મહિષાસુરનું મર્દન કરીયું, જય જય અંબે માય. (૨)
જય માતું, જગત્રાતું, ઓ વિદ્યા તું, સાધ્ય ધાતું,
એવાં દુઃખભંજન મૈયાં, મમ માથે ગાજેરે—મા તું મારી-
બ્રહ્મા વિષ્નુ મહેશ્વર, જય ભક્તિ કરતા માત. (૨)
દુઃખ દુર કર, મમ ભય હર, જય જય કર, મમ કર ધર,
કઠીનિવાસી શિવશંકર કરે, ભક્તિ આજે રે—મા તું મારી-

---

( ક્યાંથી આ સંભળાય મધુર સ્વર ક્યાંથી આ સંભળાય—એ રાગ. )

ભજને વારંવાર, ભવાની ભજને વારંવાર.
નહિ સંસારમાં સાર, ભવાની ભજને વારંવાર.
ગર્ભવાસમાં ભક્તિ કબુલી, ભુલી ગયો તે ગમાર. ભવાની૦
કોલ દેઈ તું બ્હાર નિકળીયો, ખોટો કર્યો તેં કરાર. ભવાની૦
પાપ પ્રપંચનાં બીડાં ઝડપી, જઈશ તું જમને દ્વાર. ભવાની૦
ભાવથી ભક્તિ પ્રીતે કરીને, અંબે નામ ઉચ્ચાર. ભવાની૦
શિવશંકરની શિખામણ તું, અંતર માંહી ઉતાર. ભવાની૦

---

( આ વિપરીત બુદ્ધીની નારી—એ રાગ )

જગદંબ જનુની મારી, જાઉં ચર્ણકમલ બલીહારી—જગદંબ.
મણિદ્વિપવાસી, રહ્યાં તમે વિશ્વને પ્રકાશી— જગદંબ.

સાખી.

પ્રગટયાં માજી પલકમાં, દેવોની સુણી દાદ;
અષ્ટદશ ભુજા ધરી, સિંહ ચડી કરી નાદ;
માર્યો મહિષાસુર પાપી, રહ્યો વિશ્વને સંતાપી. જગદંબ.

---

સાખી.

આનંદ આનંદ થઈ રહ્યો, દેવ સહુ હરખાય,
જક્ત જનુનીને નમી, સ્વર્ગ સદનમાં જાય;
તમે વેગે દોડી આવો, દયા દિલ માંહી લાવો. જગદંબ.

## ( જગદંબાનો થાળ. )

( લાજ લીધી ઓ બાપ લાજ લીધી—એ રાગ ).

આવો આવો અલબેલી અંબે આવો
થાળ પીરસેલો, પ્રેમે જમી જાઓ—અલબેલા અંબે આવો.
કણસાઈ, મોતીચુર કેવો, મેસુર મગદળને સુંવાળી સેવો;
શીરો શીખંડ માગીને લેવો, ઘેબર ગલેફાંને પુરી ખારી,
જોઇએ તો લ્યોને ધારી. આવો અલબેલી અંબે આવો (૧)
પેંડા બરફી જલેબી છે તાજી, ભાત ભાતની બનાવી ભાજી;
શક્કરપારાને સુખડી છે માજી, વાલ વટાંણા તીખા ને મોળા;
જમોને ચણા ચોળા, આવો અલબેલી અંબે આવો—(૨)
માલપુડા ને દુધપાક કરીયો, ભાતભાતનો મેવો બહુ ધરીયો.
વડાં વેઢમીને તળી મગફળીયો, જમો ભજીયાં ભવાની દયાળી,
રહ્યા સહુ નિહાળી. આવો આવો અલબેલી અંબે આવો-(૩)
શાક પરવરનું પ્રીતે બનાવી, ગીલોડાં કારેલાં લલાં લાવી;
ભીંડા રીંગણ રવૈયાં જમો ભાવી, રૂડી ભાજી બનાવી છે તાજી.
થઇ થઇને બહુ રાજી. આવોઆવો અલબેલી. અંબે આવો-(૪)
દાળ તુવેર ને મગની વખાણું, આદુ લીંબુ ને મરચાં અથાંણું;
ભાત કમોદ કેસરી છે જાણું, સહુ સામગ્રી ભાવે ધરેલી;
જમોને અલબેલી, આવો આવો અલબેલી અંબે આવો-(૫)
ગંગાજળની ભરી છે રૂડી ઝારી, કરી આચમન હસ્ત પખાળી;

પાંનબીડી લ્યો કરમાં ધારી, શિવશંકર દાસ તમારો;
અરજ ઉર ધારો, આવો આવો અલબેલી અંબે આવો–(૬)

## ( જગદંબાની સાત વારની આરતિ. )

( જય આદ્યાશક્તિ મા જય આદ્યાશક્તિ—એ રાગ. )

આદિત તે મા આદ્ય ભવાની આરાસુરવાસી મા આરાસુરવાસી,
જળહળ જ્યોત તમારી, સઘળે પ્રકાશી જયજયજય અંબે. ૧
સોમે શક્તિરૂપ સનકાદિક સેવે મા સનકાદિક સેવે,
લાડ લડાવ્યાં માજી (૨) તમને બહુ દેવે–જયજયજય અંબે. ૨
મંગળે મંગળ રૂપ વિશ્વમહીં તારૂં મા વિશ્વમહીં તારૂં;
માત તાત ને ભ્રાત (૨) સહોદર હું ધારૂં–જયજયજય અંબે. ૩
બુધ્ધે બાળારૂપ બહુચરી અંબા મા બહુચરી અંબા,
બ્રાહ્મણ આવે પારે (૨) મા લાડુ જંબા જયજયજય અંબે. ૪
ગુરૂવારે ગાયત્રી મા ગોખચડી ગાજે મા ગોખચડી ગાજે,
કોટી સુરજનું તેજ (૨) મા રવિ શશિ સહુ લાજે જયજય૦ ૫
શુક્રવારે સાવિત્રી મા સેવકની દાતા મા સેવકની દાતા;
બ્રહ્મા વિષ્નુ સદાશિવ (૨) ગુણ તારા ગાતા જયજય અંબે. ૬
શનિવારે શિવશક્તિ મા, સિંહ કરી સ્વારી મા સિંહ કરી સ્વારી,
શુંભ–નિશુંભ સરિખા (૨) ને નાંખ્યા મારી જયજયજય અંબે. ૭
શિવશક્તિની આરતિ, સેવક શિવશંકર ગાતો મા શિવશંકર ગાતો
ગામ કડીનો વાસી (૨) મનમાં હરખાતો હરખાતો. જય૦૮

# શકિત અને શુંભ–નિશુંભ આખ્યાન.



## પ્રથમ સ્તુતિ.

( હરિ ગુણ ગાવો પ્રેમ ધરી—એ રાગમાં. )

નમું ભગવતિને ભાવ ધરી (૨)
સરસ્વતિ શારદા નામ તમારૂં, અવિચળ વાંણી થવા મમ ધારૂં;
અમ્રત દ્રષ્ટી કરી, નમું ભગવતિને ભાવ ધરી. ૧
સેવક જનનાં તારણહારે, મુંઢ મુરખ તુજનેજ વિસારે;
મતિ ગઈ તેની ફરી. નમું ભગવતિને ભાવ ધરી. ૨
આપ કૃપાથી આનંદ થાયે, લળી લળી લળીને લાગું પાયે,
સુખ કરો દુઃખ હરી. નમું ભગવતિને ભાવ ધરી. ૩
આદ્ય અનાદિ છો તમે માતા, વિશ્નુ વિરિંચિ શિવ ગુણ ગાતા;
શેષ રહ્યા છે સ્મરી. નમું ભગવતિને ભાવ ધરી. ૪

શુંભ નિશુંભનું આખ્યાન કહું છું, આપ ચરણની આશિષ લઉં છું
હિંમત હૈયે ભરી, નમું ભગવતિને ભાવ ધરી. ૫

---

વ્યાસ મુનિ—હે રાજા જન્મેજય સર્વે પાપોને નાશ કરનારૂં, અને પુરૂષાર્થ આપનારૂં જગદંબાના ચરિત્રવાળું, શુંભ–નિશુંભ નામનું પવિત્ર આખ્યાન શ્રવણ કરાવું તે એક ચિત્તવડે શ્રવણ કરો.

( ત્રિતાળી ચોપાઇ. )

વ્યાસ મુની—

શુંભ–નિશુંભ એ બે ભાઈ, પાપી પ્રગટયા તે પાતાળ માંઈ.
બન્ને વિચાર મનમાં ધારી, તપ કરવાની કરતા તૈયારી.
અમ્મર થવાનો આનંદ ધરતા, આવીને અવનીપર ઠરતા.
પુષ્કળ તિર્થમાં તરત તે આવી. બ્રહ્માપર તપ બેઠા લગાવી.
અન્ન આહાર બેઠાં ત્યાગી, એવી તપ માંહે લગની લાગી.
વર્ષો ઝાઝાં ત્યાં વિતી જાયે, બ્રહ્મા તરતજ પ્રસન્ન થાયે.

---

આ બન્ને અસુરોનું ઉગ્ર તપ જોઇ જગતના પિતા બ્રહ્મા પ્રસન્ન થઇને વરદાન આપવા જવાની તૈયારી કરે છે—

( ખબર નહિ આ જુગમે પલકી, (૨) એ રાગ ડબલ કડી સાથે)

વિરિંચિ કરતા તૈયારી (૨) થયા છે હંસ ઉપર સ્વારી,
પુષ્કળ ક્ષેત્રે આવી પહોંચ્યા, આનંદ ઉર ભારી.

બ્રહ્મા–બ્રહ્માજી વદતા તે વારે (૨) અસુર થાઓને તૈયારે,
ઉગ્ર તપ જોઈ આવ્યો દોડી, હર્ષ અતિ ભારે.
શુંભ–નિશુંભ ત્યાં હરખાયે, [૨] પડયા છે બ્રહ્માને પાયે;
તમ દરસનથી થયા કૃતારથ, દુઃખ સઘળાં જાયે.

શુંભ–નિશુંભ—
મર્ણનો ભય અમને લાગે [૨] ભક્તનાં દુઃખ બ્રહ્મા ભાગે;
અમ્મર કરોને પિતા અમોને, એવું સુખ માગે.

બ્રહ્મા—જન્મીયા તેને જરૂર મરવું [૨] કૃત્ય જેવાં તેવે ઠરવું
અમ્મર થવાનું અળગું કરી, કંઈ બીજું ઉચ્ચરવું.

બ્રહ્માજીના શબ્દો સાંભળી, બન્ને ભાઇઓ વિચાર કરીને ફરી વરદાન માગવા લાગ્યા.

---

( ભાષણ રૂપી છપ્પા કે હરિગીત. )

જીતિ શકે નહિ યુદ્ધમાં, દેવો અને જે દાનવો;
નહિ સમર્થ કોઈ જીતવા, પૃથ્વી ઉપરના માનવો.
નારી ખરે નિર્બળ છે, ન રાખીએ પરવા કંઈ;
પશુ પક્ષીને કોઈ પુર્ષથી, અમ મૃત્યુ લો નહિ.
માયાવી થઈને મહાલીએ, વરદાન એવું આપશો;
નહિ અવર ઈચ્છા અમતણી, તમે કષ્ટ સઘળાં કાપશો.

---

શુંભ-નિશુંભના માગવા પ્રમાણે વરદાન આપી બ્રહ્મા બ્રહ્મલોકમાં જાય છે, અને બન્ને ભાઇઓ મનમાં હરખાય છે-શુંભ-નિશુંભ વરદાન પામી મદમાતા, ગર્વમાં ગરકાતા, પાતાળમાં જાય છે, ત્યાં સર્વે અસુરોને આનંદ આનંદ થાય છે-પછી બન્ને ભાઇઓ પોતાના ગુરૂ શુક્રાચાર્યના ચર્ણમાં પડયા-શુક્રાચાર્ય આશીર્વાદ આપે છે, અને બન્ને ભાઇઓમાંથી મોટા ભાઇ શુંભને સોનાનું સિંહાસન બનાવી રાજ્યાભિષેક કરી મોટી ધામધુમની સાથે રાજા ઠરાવ્યો-શુંભને રાજા થયેલો જાણી મોટા મોટા બળવાન દૈત્યો શુંભની સેવામાં આવીને હાજર થયા.

( મરાઠી સાખી ).

ચંડમુંડને ધ્રુમલોચન તે, ધરણી પળમાં ધ્રુજાવે;
હય ગજ રથને લશ્કર સાથે, શુંભની પાસે આવે;
આનંદ ત્યાં થાયે, અસુર સર્વે હરખાયે.-આનંદ ત્યાં થાયે.

---

( મરાઠી સાખી. )

રક્તબિજ રણમાંહી લડે ત્યાં, રક્ત પેડ જ્યાં તેનું;
અસંખ્ય રક્તબિજો પ્રગટે, અદ્ભુત કાર્ય છે જેનું;
તે આવી મળે, શુંભ-નિશુંભનુ ભાગ્ય ભળે, તે આવી મળે.

ચંડમુંડ, ધ્રુમ્રલોચન, રક્તબિજ વીગેરે મહાબળવાન દૈત્યો અસંખ્ય લશ્કર લઇ શુંભની સેવામાં આવી હાજર થયા. બહુ બળવાન થએલા બન્ને ભાઇઓ પાતાળમાં પોતાની આંણુ વર્તાવી પૃથ્વી જીતવા જાય છે.

[ મરાઠી સાખી. ]

પૃથ્વી જીતવાને પરવરીયા, હીંમત મનમાં ધારી;
જંગ મચાવ્યો જબરો જેણે, ગયા સહુ જન હારી;
અવની સર કીધી, આંણ વર્તાવી ત્યાં દીધી, અવની સર કીધી.

પૃથ્વી સર કરીને પોતાનો વિજયનો વાવટો ફરકાવી, નિશુંભ ભારે લશ્કર સાથે સ્વર્ગ જીતવા જાય છે—ને પોતાના યોદ્ધાઓને ઉશ્કેરે છે.

---

( પાટણના નૃપ નથી તુજ મ્હેલે પદમણી નારી—એ રાગ. )

સુરા મારા સજ્જ થઈ લ્યો, સ્વર્ગ સદન ઘેરી (૨)
દેવોનો આજે વાળો દાટ. ઘડોને એ પાપીનો ઘાટ;
ધરો નહિ મન માંહે ઉચ્ચાટ, અરે એ પૂર્વ તણા વ્હેરી. સુરા.
માર્યો મહિષાસુર સરખો રાય, કુટુંબી આપણો એ કહેવાય;
વિચારોને વેગે મન માંય, તમે છો મર્દ નહિ મેરી. સુરા.
અમ્મર થઈ આણંદ એ કરતા, બની નિર્ભય તે નહિ ડરતા;
ફક્કડ થઈ ફાંકડા એ ફરતા, જરૂર એ જન્મ તણા ઝેરી. સુરા.
મચાવો જબરો આજે જંઘ, કરોને યુદ્ધ ધરી ઉમંગ;
રણમાં રાખોને બહુ રંગ, જીતીને સહુ લેવા હેરી. સુરા.

નિશુંભ અસંખ્ય લશ્કર લઈ ગર્જના કરતો, દાવાનળ સરખો નિશાન ડંકા ગગડાવતો, સ્વર્ગમાં આવીને અમરાપુરીને ઘેરો ઘાલીને પડ્યો છે. સ્વર્ગના દેવતાઓ અસુરોનું ભારે સૈન્ય જોઈ સર્વ ત્રાસ પાંમી સ્વર્ગના અધિપતી ઇંદ્રની પાસે આવ્યા.

ઇંદ્ર—શાન્ત થાઓ દેવતાઓ શાન્ત થાઓ, હીંમત લાવો, એ આપણા પુર્વના વ્હેરી અસુરો સ્વર્ગ જીતવા આવ્યા છે તેમને યુદ્ધમાં પુરા રીબાવો, હવે કાયરની પેઠે બેશી ન રહેતાં યુદ્ધ કરવા જવાની તૈયારી કરો ને એ પાપીઓના પ્રાણ હરો.

પછી ઇંદ્ર ગુરૂ બ્રહસ્પતિને બોલાવે છે ને તેમની સલાહ લેછે.

ઇંદ્ર—ગુરૂ બ્રહસ્પતિ આપણા પુર્વના વ્હેરી અસુરોનું ભારે સૈન્ય લઇ નિશુંભ નામનો દૈત્ય અમરાપુરીને ઘેરો ઘાલીને પડયો છે, આપણે હવે શું કરવું.

બ્રહસ્પતિ—ઇંદ્ર શુંભ-નિશુંભ નામના બે ભાઇઓ બ્રહ્માના વરદાનથી પ્રબળ થએલા છે. તેમણે પોતાના બાહુબળથી પાતાળ ને પૃથ્વી જીતી લીધી છે. તે બેમાંથી નાનો ભાઇ નિશુંભ ભારે લશ્કર લઇ આપણું સ્વર્ગ જીતવા આવ્યો છે. માટે આપણે હવે કાયરની પેઠે બેશી રહેવું એ ઠીક નથી. માટે યુદ્ધની તૈયારી કરો, ને કદાપી યુદ્ધમાં હારી જઇશું તો પછી પૃથ્વી ઉપર નાશી જઇશું.

( મરાઠી સાખી. )

ઇંદ્ર—સજ્જ થઇ સર્વે ચાલો દેવો, દયા દિલ નહિ લાવો,
જંગ મચાવો જબરો આજે, અસુરોને રીબાવો;
હીંમત મન ધારી, તર્ત કરોને તૈયારી, હીંમત મન ધારી.

( મરાઠી સાખી. )

તેત્રીશ કોટી દેવો સાથે, સૈન્ય લઇ તે વારે;
ઇંદ્ર એરાવતપર બેશી, આવ્યો સ્વર્ગની બ્હારે;
ગર્જના સહુ કરતા, પાપીઓથી નહિ ડરતા, ગર્જના સહુ કરતા.

તેત્રીશ કોટી દેવો સહ વર્તમાન. ભારે સૈન્ય સાથે ઈંદ્ર ઐરાવત પર બેશીને, દુંન્દુભી નાદ કરતો, જ્યાં નિશુંભ ઉભો છે, તેની સન્મુખ આવીને કહેવા લાગ્યો—

( ભાષણરૂપી છપ્પામાં હરિગીત. )

ઈંદ્ર—પાપી તમે અહીં આવીયા, વિચાર નહિ મનમાં કરો;
પાતાળ નહિ પૃથ્વી નહિ, આ સ્વર્ગથી પાછા જશો;
સુરા સહુ પુરા થયા, મહિષાસુર સરખા અતિ;
શું આવીયા સમજુ થઈ, કેમ મર્ણથી બગડી મતિ.
છે ધાંમ આ દેવો તણું, કરી ભ્રષ્ટ ને તમે આવીયા;
સર્વે થઇ પાછા વળો, વિચાર મન નવ લાવીયા.

---

ઈંદ્રના વજ્રરૂપી બોલો સાંભળી, નિશુંભ ક્રોધાયમાન થાય છે, ગર્વમાં ગરકાય છે, અને કંઇ કંઇ બોલવા જાય છે—

( બ્રહ્મણુ ભદ્દા લાડુ ચદ્દા—એ રાગ. )

નિશુંભ—બહુ બકવાદ કરે ક્યા ઈંદ્ર, સ્વર્ગ તણો જોયો સ્વામી;
અપ્છરાઓ આગળી નવ કરતો, દુષ્ટ હરાંમી ને કાંમી;
કરી ગર્જના ગાજી બોલે, જાણ્યું તારૂં જોર;
સિંહની સનમુખ ઉભો રહીને. શાને કરે છે સોર;

તર્ત તારો તૈયાર થઈને, ઉતારૂં છું તોર;
શુંભ સરીખા બાન્ધવ મારાની, કિર્ત્તી રહી છે જાંમી—બહુ.
પાતાળ પૃથ્વી જીતિ પળમાં, બાહુબળથી આજ;
નાશી જાને વેગે વ્હેલો, નહિ રહેવાની લાજ;
સ્વર્ગસદનનું જાંણી લેજે, જાવા બેઠું રાજ;
જંગ મચાવું જબરો આજે, તેમાં નવ રાખું ખાંમી—બહુ.

---

નિશુંભના શબ્દ સાંભળી ઇંદ્ર ગર્જના કરેછે, ને નિશુંભને મારવાનો નિશ્ચય ધરે છે. નિશુંભ દેવતાઓ સાથે ભારે યુદ્ધ કરે છે, હીંમત ધરે છે, ને સિંહની સરખો ફરે છે, પછી તે ઇંદ્રની સામો આવી ઠરેછે, ઇંદ્ર ગર્જના કરી નિશુંભઉપર બાણની વૃષ્ટી કરવા માંડી, ઇંદ્રના તમામ બાણો નિશુભ પોતાના બાહુ બળથી છેદન કરેછે—પછી ઇંદ્ર ભયંકર ગર્જના કરી નિશુંભને મારવાનો નિશ્ચય ધરી, હાથમાં વજ્ર લે છ.

( મરાઠી સાખી. )

વજ્ર લઈને વેગે ધાયો, ઈંદ્ર કરીને રોશ;
નિશુંભને માર્યું તે પળમાં, પડીયો પાડી ચોશ;
અસુરો કકળતા, શુંભને આવીને મળતાં અસુરો કળકળતા.

---

ઈંદ્રના વજ્રના પ્રહારથી નિશુંભ મૈયુક્ત થાય છે સર્વે અસુરો નાશી શુંભની પાસે જાય છે પોતાના ભાઇને મુર્છા પામેલો જાણી, મહાબળ

વાન દેત શુંભ ગર્જના કરતો સ્વર્ગમાં યુદ્ધ કરવા આવે છે ને ઘોર ગર્જના કરી દારૂણ યુદ્ધ મચાવે છે.

( અબ ચલે ન મોહન તેરા, લે ચલું ગુરૂ મેં મેરા—એ રાગ. )

કરી ક્રોધ ગાજીયો પાપી, સહુ યોદ્ધને હીંમત આપી;
બહુ બાંણુની વૃષ્ટી કરતો, દારૂણ યુદ્ધ ત્યાં આદરતો;
નહિ દયા દિલમાં ધરતો, ઈંદ્રની સામો ઠરતો;
કરીને ક્રોધ, ધારી વિરોધ, જબરો જોધ;
હીંમત મન સ્થાપી, સૌ યોદ્ધને હીંમત આપી–કરી ક્રોધ.
જેણે કરી ગર્જના ઘોર, ગયો બ્રહ્માંડ માંહી શોર;
વાધ્યું અસુર કેરૂં જોર, જબરો જેનો છે તોર;
મચાવ્યો જંગ, ધરી ઉમંગ, દેવની સંગ;
રીશ મન વ્યાપી, સહુ યોદ્ધને હીંમત આપી–કરી ક્રોધ.

---

શુંભે દારૂણ યુદ્ધ કરી તમામ દેવતાઓ તથા ઈંદ્રાદીક લોક પામોને જીતીલીધા–પોતાના બળવંતપણાથી સ્વર્ગની તમામ સાહ્યબી લઇ લીધી, સુર્ય, ચંદ્ર, વરૂણ અને અગ્નિનું કામ પોતે કરવા માંડયું. વાયુનું કામ નિશુંભ કરવા લાગ્યો–પછી સર્વ દેવતાઓ નિરાશ થઇ પૃથ્વીપર પર્વતોની ગુફાઓમાં તથા શુન્ય વાડીમો ને પર્વતોના કોતરોમાં ફરવા માંડયું. સ્થાનક ભ્રષ્ટ થએલા દેવતાઓ નિસ્તેજ પામેલા મનુષ્યનીપેઠે રખડવા લાગ્યા.

સમય બળવાન છે, કાળે કરી રાય રંક થાય છે, દાતા યાચક

થાય છે, પંડીત ઘેલો થાય છે, બળવાન નિર્બળ થાય છે–તેમ દેવો પ્રારબ્ધના યોગે કરી દુઃખી થાય છે. પછી તમાંમ દેવો શોચ કરવા લાગ્યા—

(હવે મને હરિ નામથી નેહ લાગ્યો—એ રાગ.)

દેવો—

બન્યા અમે દેવો સહુ હિણભાગી, વખતનાં વાજાં ગયાં વાગી રે. બન્યા.

વિપત્તની વાદળી વેગે ચડી આવી, વૃષ્ટી બહુ વરસાવી; દુઃખ દરિયામાં ડુબ્યા અમે સહુ, બનવાનું બની ગયું ભાવી રે. બન્યા.

બ્રહસ્પતિ–સમયાધિન થઈ રહેવું સર્વે, ધીરજ મનમાં ધારી; ગહનગતિછે ઈશની એવી, કોઈ દિન મંગળકારીરે. બન્યા.

---

ગુરૂ બ્રહસ્પતિ તમામ દેવતાઓને શાંન્ત કરે છે. આ પ્રમાણે દેવતાઓ દુઃખી અવસ્થા ગાળવા લાગ્યા. શુંભ–નિશુંભને રાજ્ય કરતાં હજાર વર્ષ થયાં ત્યારે ઈંદ્ર મહોરાજ અકળાઇ ગુરૂ બ્રહસ્પતિને કહેવા લાગ્યો.

ઈંદ્ર—ગુરૂ બ્રહસ્પતિ પાપી અસુરો સ્વર્ગમાં મ્હાલી રહ્યા છે, તે મારાથી સહન થઇ શકતું નથી–બ્રહ્માજીએ આવું તેમને કેમ વરદાન આપ્યું આપણને શું દુઃખી કરવા વરદાન આપ્યું હશે?

બ્રહસ્પતિ—ઇંદ્ર શાંન્ત થાઓ બ્રહ્માજીનો કશો દોષ નથી તપના પ્રભાવથી વરદાન આપવું તે પ્રમાણે તેઓએ આપેલુ છે. આપણો યોગ તે બાંને દુઃખી થવાનો હશે પણ ભાઇ તે પાપીઓના હાથમાં અન્તે કાંઇ રહેવાનું નથી જેના નશીબમાં કાંઇ ન હોય તેને કોઇ આપે પણ અન્તે કાંઇ રહેજ નહિ તે વિષે એક ગણપતિ મહાત્માનું દ્રષ્ટાંત આપું તે સર્વે સાવધ થઇને સાંભળો—

## ( સ્વર્ગાધીશ ઇંદ્રને ગુરૂ બ્રહસ્પતિએ ગણપતિ મહાત્માનું આપેલું દ્રષ્ટાંત. )

( હરિગીત છંદમાં. )

એક મહાત્મા વસતા હતા, ગંગા કિનારે ગણપતિ;
છે પત્નિ કૌશીકી અને, પુત્ર મનુ, શાંણો અતિ.

મ્હાડો અને ઝાડો વિષે, ગંગા વહે નિર્મળ નીરે;
એ મ્હાત્માની ઝુંપડી, શોભી રહી ગંગા તીરે.

સંસાર સુખમાં ગાળતા, અન્નના ઉધારા થાય છે;
એ રટણ કરતા રામનું, ફળ પત્ર ખાંતે ખાય છે.

એક દીન ફળ મળીયાં નહિ, ધરી ભાવ ભાજી લાવીયા;
વળી કર્મના સંયોગથી, મુની નારદે ત્યાં આવીયા.

નારાયણ નારાયણ એ, નામ ઉચ્ચારો સુણી;
ધરી હર્ષને એ મ્હાત્મા, ચાલ્યા મુની નારદ ભણી.

શાષ્ટાંગ કરતા સ્નેહથી, નિજ મંદીરે મુની લાવતા;
ઢગલો કરીને પાત્રનો, પ્રેમે થકી પધરાવતા.
કહે હસ્ત જોડી ગણુપતિ, દિલે દયા બહુ લાવીયા;
ભોજન કરો ભાવે તમે, મધ્યાંન સમયે આવીયા.
નારદ કહે હું જાઉં છું, ન્હાવાને ગંગાની મહીં;
ખટ કર્મથી પરવારીને, આવું ત્વરાથી હું અહીં.
નારદ ગયા ગંગા ત્રઠે, અહીં મ્હાત્મા ગભરાયછે,
કહે પત્નિને તે વાર, દિલગીરી અતિ દિલ થાય છે.
શાંણી સતિ વદતી તહીં, તાંન્દુલની ભાજી કરૂં;
જે દેહને તે દેવને, પ્રેમે બનાવીને ધરૂં.
સત્વર કરો તે સાધવી, મુની આવશે વ્હેલા અહીં;
પત્રાળી પીરશો પ્રેમથી, પર્ણકુટીકાની મહીં.
મુની નારદે ત્યાં આવીયા, ભીક્ષા નદેહી ઉચરી;
ત્યાં મ્હાત્મા ઉભા થયા, આનંદ ઉર માંહે ધરી.
આસન આપ્યું પાત્રનું, પધરાવતા મુની પ્રેમથી;
નિર્મળ વૃત્તિ છે જેહની, આનંદી નમતા નેમથી.
પત્રાળી પીરશેલી હતી, નિરખી નજર નારદ તહીં;
કરી ક્રોધ ને ત્યાં બોલીયા, ઓ મ્હાત્મા આવો અહીં.
નહિ અન્ન મળતું આપને, શું ભાવથી ભાજી જમો;
અન્યાય છે શું ઈશનો, સાચું કહોને તે તમો.

કહે હસ્ત જોડી ગણપતિ, અજદેવ અળગા થઈ રહ્યા;
કોઈ ભક્ત આવે અજ લાવે, દિલમાં ધારી દયા.
નહિ તો સદા ફળ પાંનને, ભાજી તણો આહાર છે;
આમ કર્મની કહાણી કહી, કરનાર એ કિરતાર છે.
કીડતાલ કરમાં ધારીને, મુની ઉઠીયા આસન થકી;
પ્રભુ પાસ વૈકુન્ઠ જાઉં છું, તમ કષ્ટ હણવાને નકી.
એ રટણ કરતા ચાલીયા, લઈ નામ નારાયણ તણું;
એ મહાત્માનું દુઃખ દેખી, દિલડું દાઝ્યું ઘણું.
વૈકુન્ઠમાં તે આવતા, ગોવીંદ ગોવીંદ ઉચરી;
આસન થકી ઉભા થયા, નારદ નિરખ્યા શ્રી હરી.
ધરી ભાવને પ્રભુ ભેટતા, જગદિશ સામા ત્યાં જઇ;
આનંદ વાધ્યો અંતરે, વદતા તહાં રાજી થઈ.
કરો સ્નાન સંધ્યા સત્વરે, હું ખાસ ખોટી થાઉં છું.
જમીએ જરૂર જોડે ખરે, આનંદમાં ગરકાઉં છું.
નારદ તહાં ઉભા થયા, કરી સ્નાન સંધ્યા સ્નેહથી;
જઈ પાટલે પ્રભુ પાસ, સામા બેસતા બહુ નેહથી.
પીરસ્યા કનક થાળો તહીં, બહુ ભાવનાં ભોજન ધર્યાં;
લક્ષ્મી કહે કેમ નારદે, બહુ દિવસે અહીં પગલાં કર્યાં,
નારદ કહે ઓ માતજી, નારાયણ એ નામને;
હરદમ હૃદયમાં રાખતો, વિસરી સહુ હું કામને.

લક્ષ્મી અને નારાયણ એ, અંતરે આવી વસે;
વૈકુંઠ તે મમ હૃદયમાં, આધા પ્રભુ તે કયમ ખસે.
ભોજન કરીને ઉઠતા, આનંદથી તેણે સમે;
થઇ શાંન્ત પ્રભુને નારદે, કહેતા અરજ સુણજો તમે.
છે ન્યાય ગાદી આપની, અન્યાય તો દેખાય છે;
એક મ્હાત્મા ગંગા કિનારે, અન્ન વિણ અકળાય છે.
કરતા સદા ફળ પાંનને, ભાજી તણા આહારને;
આપો પ્રભુ કંઇ એહને, કરશો નહિ કંઇ વારને.
ધરી ધ્યાંન ને પ્રભુ બોલીયા, નારદ અરે હું શું કરૂં;
નહિ અન્ન એના નશીબમાં, કહે કષ્ટ શી રીતે હરૂં.
નારદ કહે સાચી સીફારસ, સાયરી છે આપને;
વરદાન આપો વીઠલા, ટળવા ત્રિવીધ્રી તાપને.
ધરી વ્હાલને વદતા તહીં, એ વિશ્વના પોતે પતિ;
એ ગણપતિના ઘર મહીં, વરદાન ત્રણ મળશે અતિ.
પ્રાતઃકાળે પ્રેમથી કરી, સ્નાન ગંગાની મહીં;
ઇચ્છીત ફળને માગશે, એ સુર્યની સામા રહી.
નારદ વદે મુખથી તહાં, વ્હાલા પ્રભુની મ્હેર છે;
એ મ્હેર સમજુ મ્હાયરા, એ જીવનની શમશેર છે.
લાગી પ્રભુને પાય પોતે, પરવર્યા પંથે તહીં;
જ્યાં ઝુંપડી છે મ્હાત્માની, આવીયા પળની મહીં.

રમતો હતો મનુ ખ્હારણે, આનંદ ઊરમાં લાવતો;
નજરે પડ્યા નારદ તહીં, નિજ તાતને બોલાવતો.
ઓ તાત વ્હેલા આવજો, મુજ માત કૌશીકી લઈ;
મુની આવતા દેખાય છે, આનંદની હેલી થઈ.
ધરી પ્રેમ પત્નિ સાથમાં, એ ગણપતિ ત્યાં આવતા;
તસ્તી પડી તમને મુની, કહીને તહાં પધરાવતા.
વદતા મુની ત્યાં વેગથી, તમ ભાગ્યના ઉદય થયા;
વરદાન આપ્યાં વિઠલે, બહુ દિલમાં ધારી દયા.
વરદાન મળીયાં સર્વને, કરી સ્નાન ગંગાની મહીં;
મનને ગમે તે માગજો, તમે સુર્યની સામાં રહી.
હું જાઉં છું દુ:ખના હવે, દિવસ તમે ગાળો નહીં;
ભાવે ભજન કરજો તમે, સંસારમાં સુખીયા રહી.
નારદ ગયા અહીં સર્વ તો, આનંદમાં ગરકાય છે;
શું માગવું શું માગવું, સહુને વિચારો થાય છે.
કૌશીકીના રજની વિષે, વિચાર મનની માંય છે;
ઇંદ્રાણી થાવા અંતરે, ચિત્તમાં ચતુરા ચ્હાય છે.
પ્રાતઃકાળે મ્હાત્મા, મનુને લઇને જાય છે;
ફળ ફુલ ને ભાજી ભલી, સુંદીર તે વનમાંય છે.
ઇંદ્રાણી થાવા ઇચ્છતી, કૌશીકી અંતરમાં ખરે;
એ સ્નાન કરવા સાધવી, ગંગા ત્રઠે ત્યાં સંચરે.

કરે સ્નાન ગંગાની મહીં, મનમાં અતિ ધુન લાગતી;
ઈંદ્રાણી સરખું રૂપ તે, રહી સુર્ય સામું માગતી.
વદીને વનિતા વેગથી, નદિની મહીં પડતું મુકે;
ઈંદ્રાણી સરખી તે થઈ, વ્હાલા પ્રભુ તે ક્યમ ચુકે.
ત્યાં તેજ પામી તારૂણી, તર્ત કિનારે આવતી;
શણુગાર શું શોભી રહ્યા, આનંદ મનમાં લાવતી.
વિસ્તાર વાયુમાં પડી, પછી તે અતિ પસ્તાય છે;
શ્યામા તણી સાચી મતિ, પગની તે પાંની માંય છે.
આવીને બાળા બેસતી, એ ઝુંપડીમાં તે સમે;
કૌતક બન્યું ત્યાં કારમું, કહું તે સહુ સુણજો તમે.
શીકાર કરીને જાય છે, .રાજા કનક રથની મહીં;
નવ રૂપ યોવન ઝુંપડીમાં, નિરખ્યું નજરે તહીં.
રથને તહાં તે થોભીને, વિસ્મય થઈને આવતો;
વદતો બહુ તે વેગથી, આનંદ ઊરમાં લાવતો.
દેવાંગના કે ઉર્વશી, આવે સ્થળે આવી રહી,
લલના અરે ઓ લક્ષણી, શોભો તમે મ્હેલો મહીં.
આજે અમારી અર્જ બાળા, ઉરમાં કંઈ લાવશો;
રાજા કનક કનકાપુરીનો, સાથ મારી આવશો.
કૌશીકી કહેતી પ્રેમથી, હું વિપ્રની વનિતા ખરે;
શું સાધવી તે રૂપ પામી, ને પતિને પરહરે.

સુણ સુંદરી મનને ગમે ત્યાં, મોજ લાવી મ્હાલવું;
જે દાંન માગે તેહને, કાંઇ દાંન પ્રીતે આલવું.
તમ દેહનું હું દાંન માગું, સાથ મારી આવશો;
શામા તમે રાજી થઇ, દિલમાં દયાને લાવશો.
વાણી સુણી વામા પછી, તે રાયની પાસે જતી;
આનંદ વાધ્યો અંતરે, બેસારતો રથમાં સતી.
રથ હાંકતો તે હર્ષથી, વેગે કનકપુર આવતો;
નિશાંન ડંકા નગ્રમાં, પ્રેમે થકી વગડાવતો.
મધુરે સ્વરે તે માનુની, તે રાયને કહેતી હતી;
એકાન્ત સ્થળમાં હું રહું, સુણજો કનકપુરના પતી.
મામા તણાં વચનો સુણી, તે રાય ત્યાં હરખાય છે;
નદીના કિનારે મ્હેલ મોટો, ત્યાં લઇને જાય છે.
એકાન્તમાં બાળા રહી, ચેતી ચતુર નવ ચુકતો;
કરવાને ચોકી તુરખાં, જમાલખાંને મુકતો.
દ્રષ્ટાંત આ અહીંયાં રહ્યું, ત્યાં મ્હાત્મા તે શું કરે;
ફળ ફુલ લાવી ઝુંપડીની, પાસ તે ફરતા ફરે.
મનુ બોલતો હે તાત મારી, માત તો અહીંયાં નથી;
આ ઝુંપડી ખાલી રહી, તમને કહું મુખથી કથી.
અહીંયાં મનુ તું બેસજે, સોધીને આવું સત્વરે;
ફળ ખાને ફીકર નવ કરે, કહીને તહાં તે પરવરે.

નદીએ નહિ તે નાર, રાંનો રાનમાં રખડયા અતી;
પછી આવતા મનુ પાસ, દિલગીરી અતિ દિલમાં થતી.
ગત્તો નહિ મુજ માતનો, હે તાત આતે શું થયું;
વ્હાલી અરે મુજ માતને, કોઇ દુષ્ટ આવી લઇ ગયું.
તું શાન્ત થાને હું સવારે, સોધવાને પરવરૂં;
એ માત તારીને અરે, તુજ આગળે લાવી ધરૂં,
કરી સ્નાન સંધ્યા ગણપતિ, મનુ સાથમાં ફળ તે જમે;
વિચાર વેગે આવતા, મનમાં અતિ ચિન્તા ભમે.
રથનો પછી ચીલો તહીં, તે દ્રષ્ટીથી દેખી ગયા;
મનમાં પછી તે મ્હાલતા, સમજુ ખરા સમજી રહ્યા.
દિવસ કહાડયો હોયલો, મન રાત્રીમાં ફરતું ફરે;
પ્રાતહકાળે તુંમડું, ગંગાજળે જઇને ભરે.
કરી સ્નાન સંધ્યા તે સમે, પછી તુંમડું કરમાં ધરે;
લઇ તુંમડું રથને ચીલે, મનુને મુકીને સંચરે.
આવ્યું કનકપુર તે સમે, મનમાં અતિ હરખાય છે;
રથનો ચીલો આ નગ્રમાં, જાતો જરૂર જણાય છે.
એક નગ્રવાશીને કહે, કલ્યાંણ તારૂં તો થશે;
હે ભાઇ ભોળા ભાંમની, એક આ સ્થળે આવી હશે.
ભોળો કહે રાજા કનક, એક પદમણી લાવ્યા ખરે;
નદિના કિનારે મ્હેલમાં, આનંદથી ફરતી ફરે.

વિચાર કરતા મ્હાત્મા, વરદાન માગી એ થઇ;
ખરી ખોડ આજે હું ભુલાવું, મ્હેલમાં જલદી જઈ:
આજ્ઞા ત્વરાથી તે સમે, ત્યાં તારૂણી નજરે પડી;
નદિના કિનારે મ્હેલના, જરૂખે જરૂર તે તો ખડી.
એ મ્હાત્માને જોઇને, નાર નાશી જાય છે;
અફીણીયા ચાકી તણા, જન જેહ જોકાં ખાય છે.
તે લાગ જોઈ ગણપતિ, ગરજીને મ્હેલે પરવરે;
ગંગા તણું જળ પાસ છે, ત્યાં સ્નાન તે પ્રીતે કરે.
એ સુર્યની સામા રહીને, ધ્યાન પ્રભુનું તો ધરે;
આ રાંડ તો વકરી ગઈ, બકરી બનાવી દ્યો ખરે.
તે નારની બકરી થઈ, બેં બેં કરીને બોલતી;
એ મ્હાત્માની પાસ, આવીને પછીથી ડોલતી.
બકરી તણા શબ્દો સુણી, ત્યાં નુરખાં તે જાગીયા.
કમાલખાં કહું ઝોકતા, સુન શબ્દ એહી અભાગીયા.
બન્ને જણા ભય પાંમીને. પછી મ્હેલમાં પોતે જતા;
બ્રાહ્મણ અને બકરી તહાં, તે જોઈને વિસ્મય થતા.
બંમન કાંસે આવીયા, રાંની કહેને કાં ગઈ;
ત્યાં મ્હાત્મા કહેતા મીયાં, એ રાંનીકી બકરી થઈ.
બંમન તોબા તુંમસેં, કમાલખાં મેં ચલ ધરૂં;
રાજા કનકકું રાંનીકી, ખબરાં જરૂર જાકે કરૂં.

આવ્યા હજુરની પાસને, ત્યાં હજુરમાં ખબરાં દીઈ;
મુનજી હજુર બ્રાંમન આકે, રાંનીકી બકરી લીઇ.
વિસ્મય થઈને રાય બેઠા, મેહેલમાં આવી ચઢયા;
બકરી તણાં બેં બેં કરે, ત્યાં મહાત્મા નજરે પડયા.
વદતા તહાં તે વેગથી, કેમ રાય રાંણી ક્યાં ગઈ;
બકરી બનાવું તુજને, એમ માયરી મરજી થઈ.
રાજા કનક ત્યાં બોલીયા, નહિ ક્રોધ મુજ ઉપર કરો.
હું પાય લાગું પ્રેમથી, બકરી લઈને પરવરો.
બાંધીને બકરી ચાલીયા, આવ્યા જહાં છે ઝુંપડી;
મનું માતને દીઠી નહિ, બકરી તહાં દીઠી ખડી.
ધરી વ્હાલને વળગ્યો મનું, ઓ તાત મુજને ન ગમે:
મુજ માતનો પત્તો નહિ, બકરી પછી લાવ્યા તમે.
મનું શું કહું મન માયરૂં, આજે અતિ મુંઝાય છે;
વકરી ગઈ બકરી થઈ, એ જાણજે તુજ માય છે.
પીતા પ્રભાતે પ્રેમથી, ગંગા ત્રટે હું પરવરૂં.
વરદાન માગું વેગથી, બકરી તણી માતા કરૂં.
બીજે દિને બકરી લઈ, બેઉ જણા ત્યાં જાય છે;
સુર્ય સમી દ્રષ્ટી કરી, ગંગા મહીં તે ન્હાય છે.
મનું માગતો બકરી તણી, મુજ માત થાજો આ ઘડી;
કૌશીકી પ્રગટી તે સમે, મુનીની તહાં દ્રષ્ટી પડી.

આનંદ વાધ્યો અંતરે, વરદાન પુરાં થાય છે;
કર્મે રહ્યાં ફુળ પાંદડાં, પછી તે પુરા પસ્તાય છે.
દ્રષ્ટાંત આ પુરૂં થયું, શું ઇંદ્ર મન અકળાય છે;
દાનવ તણી પણ તે દશા, ને જીવ તેના જાય છે.

---

ગુરૂ બ્રહસ્પતિ આ પ્રમાણે દ્રષ્ટાંત આપી ઇંદ્રને શાન્ત કરે છે પછી તમાંમ દેવતાઓ કહેવા લાગ્યા કે હે ગુરૂ હવે શું કરવું તે કહો. તમે તમાંમ પુરાંણોને જાણનારા મહામુની છો. આ દુઃખ મટાડવાને કોઇપણ ઉપાય છે? વેદ મંત્રોમાં દુઃખ નાશ કરનારી કોઇપણ ક્રીયા છે? તે તમે જાણતા હો તો કહો.

બ્રહસ્પતિ—હે દેવો તથા મહેન્દ્ર વેદમાં કહેલા મંત્રોનાં ફળ આપવાં દૈવને હાથ છે. તે મંત્રના વેત્તા તમો છો, તે કાળે કરી દુઃખના પાત્ર થયા છો. યજ્ઞમાં તમારૂં યજન થાયછે. તે તમે વિપત્તિ પામેલા છો. માટે હમણાં કાંઇપણ થઇ શકે તેમ નથી. પછી પુર્ણ વિચાર કરી સ્મૃતિ આવી ત્યારે કહેવા લાગ્યા.

(હોય કઠણ દિવસ જત્ર મનુષ્ય તણા તવ પાંમે સઘળી ઉપાધી—એ રાગ.)

હોય કઠીણતા કર્મની કાંઇ ન સુજે, અંધારે અથડાયે;
સદ્‌ભાગ્યે સર્વે મળી આવે, આનંદ આનંદ થાયે.
પુર્વે મહિષાસુર મારી, જગદંબા આનંદકારી;
કેમ ગયા તેહ વિસારી, વરદાન પામીયા ભારી;
ભીડ ભંજન એ દિન દયાળી, સંકટ સમયે સ્હાયે—હોય.

બહુ મગ્ન થઇને મ્હાલો, સર્વે હિમાલય ચાલો;
નહિ વખત ગુમાવો ઠાલો, સુખનો પિવાને પ્યાલો;
અર્જ સાંભળે એ અલબેલી, આદ્ય ભવાની માયે-હોય.

આ પ્રમાણે ગુરૂ બ્રહસ્પતિના શબ્દો સાંભળી, સર્વે દેવતાઓ કહેવા લાગ્યા અરે ગુરૂ આપણને ભાતીએ ભુલાવ્યા, આપનું કહેવું સત્ય છે. આપણને સર્વેશ્વરી જગદંબાએ પાપી મહિષાસુરને મારી વરદાન આપેલું છે કે તમને દુષ્ટો નડે, ને સંકટ પડે, ત્યારે તમો હિમાલયમાં આવી મારી સ્તુતિ કરશો એટલે હું પ્રગટ થઇ સહાય કરીશ. માટે સર્વે ઉમંગ લાવી હિમાલયમાં ચાલો. સર્વે હિમાલયમાં આવી, તત્પર થઇ અભય આપનારાં જગદંબાને પ્રણામ કરી, માયા બિજનો જપ કરવા લાગ્યા. પછીથી સર્વે એકત્ર થઇ મંમાયાની સ્તુતિ કરે છે.

( સાયબા સલુણા નાંની નણદલના વીરા—એ રાગ. )

દેવી દયાળી અમે રહ્યા નિહાળી,
દેવોનું દુઃખ તમે કાપવાને વ્હેલાં વ્હેલાં આવો;
આવો આનંદી ઇશ્વરી.
અષ્ટ દશ ભુજ રૂપ ધારીને આઇજી, સિંહ ઉપર સ્વારી કરી;
પાપીને પન્જે ફસાવવાને પુરા, આયુદ્ધ લ્યો કરમાં ધરી-
સ્વર્ગ મૃત્યુને પાતાળમાં એ માજી, રહેવા દેતા નહિ ઠરી;
[ચંડ-મુંડને પળમાં ચોળી, રક્તબિજને રણમાં રોળી;]
[શુંભ-નિશુંભની કરીને હોળી, દેવી દયાળી અમે રહ્યા નિહાળી.]
દેવો૦

જગદંબાની સ્તુતિ કરી પણ મંમાયા પ્રગટ થયાં નહિ જેથી ગદગદ કંઠેથી દેવો ફરી સ્તુતિ કરવા લગ્યા.

( જુઠું જુઠું જીવત ખરૂં જાણ્યુમાં રે—એ રાગ. )

અમારી વારે ચડોને, વિશ્વેશ્વરીરે (૨)
વિશ્વેશ્વરીરે, અરજ ઉરમાં ધરી રે— અમારી૦
આ અવસરમાં વ્હેલાં આવો, મ્હેર નજર જરી અમપર લાવો;
વેગે ધાઓ સંકટ સહુ લેવા હરીરે— અમારી૦
પૂર્વે મહિષાસુરને મારી, આપ્યું વચન હ્યો માત વિચારી;
સિંહ કરોને સ્વારી, દુઃખ આવ્યું ફરીરે- અમારી૦
અલબેલાં છો અંતરયાંમી, દેવ રહ્યાછે સહુ શિરનાંમી;
જગ સ્વામી કલ્યાણી, કરૂણા હ્યો કરીરે- અમારી૦

---

દેવોની અથાત સ્તુતિ સાંભળી, પરમકૃપાળુ જગદંબા હિમાલયમાં એકદમ પ્રગટ થવા તત્પર થયાં.

( મરાઠી સાખી. )

દુઃખ હરવા દેવોનું પ્રગટયાં, જગદંબા ધરી ભાવે;
સ્વરૂપ જેનું સુંદીર એવું, પુરૂષને મોહ પમાવે;
દયાળુ એ દેવી, શિવ સનકાદીકે બહુ સેવી, દયાળુએદેવી.

---

• દેવોનું દુઃખ હરવાને પરમકૃપાળુ જગદંબા પ્રગટ થયાં-તેમનું સ્વરૂપ જગતને મોહ ઉપજાવે એવું હતુ-જેણે દિવ્ય વસ્ત્ર અને શણુ-

ગારો પ્હેરેલાં હતાં, ને લલાટે ચંદનનું લેપન કરેલું હતું. એવાં એ દેવી હિમાલયની ગુફામાંથી નિકળી ગંગાજીમાં સ્નાન કરવા આવ્યાં-પછી મેઘના સરખી ગંભીર વાણીથી દેવોની સન્મુખ આવી કહેવા લાગ્યાં.

( શા માટે શ્રમ કરે સતી તુજ, પતિભક્તિ સાચી—એ રાગ. )

જગદંબા–શા સારૂં તમે સ્તુતિ કરો છો, દેવ સહુ ભાવી (૨)
પ્રગટ થઈ પળમાં હું આવી (૨)

દેવો—જન્મ્યા વ્હેરી પુર્વના, પાપી એ પાતાળ;
નામે શુંભ-નિશુંભ છે, કર્મહીણુ ચંડાળ.
પૃથ્વી જીતિ સ્વર્ગે આવ્યા, જંગ મચાવી અમને સતાવ્યા;
સ્વર્ગ તજ્યું અમે નહિ શક્યા ફાવી (૨)
કરો સંહાર દયા લાવી (૨)

જગદંબા–તમ અર્જ મેં ઉરઆંણી, રહ્યા પાપી મજા માણી,
શાન્ત થાઓ દેવો મુજ પ્યારા, બન્યું સહુ ભાવી (૨)
પ્રગટ થઈ પળમાં હું આવી (૨)

દેવો—રોળો દૈતો રણમહીં, આનંદ આનંદ થાય;
પાપીનો પ્રલય કરો, જડા મુળથી જાય.
સ્વર્ગ અપાવો અમને માજી, કરગરી કહીએ ગાજી ગાજી
દુઃખ દાવાનળ પડીયું અમને, કહ્યું આ સંભળાવી (૨)
કરો સંહાર દયા લાવી. (૨)

જગદંબા—( તથાસ્તુ દેવો હું તમારા માગવા પ્રમાણે પાપીઓનો સંહાર કરીશ. )

જગદંબા—ક્રોધ ચડયો મુજને અતિ, દુષ્ટ હર્ણું તત્કાળ;
નિજ સ્થાનક સીધાવશો, સ્વર્ગ તણા પ્રતિપાળ.
જંઘ મચાવું જબરૂ આજે, તમતણું કરવાને કાજે;
શું સમજે છે દૈતો પાપી, નાખું હું હંફાવી (૨)
પ્રગટ થઈ પળમાં હું આવી. (૨)

---

શત્રુઓએ તપાવેલા દેવતાઓએ, જેની સ્તુતિ કરી એવાં જગદંબા ( પાર્વતીએ ) પોતાના સ્વરૂપમાંથી બીજું એક સ્વરુપ પ્રગટ કર્યું, જેમને ઘણા લોકો કૌશીકી કે ( કાળીકા ) કહે છે—તેમનો વર્ણ શ્યામ હતો—તે વાન્છીત ફળને આપનારાં, ને મહા ઉગ્ર દૈતોનો નાશ કરનારાં હતાં—તેથી તે કાળરાત્રી પણ કહેવાય છે.

( મરાઠી સાખી. )

કષ્ટ હરણ કાલીકા પ્રગટયાં, પાર્વતીના અંગેથી;
ભવ ભીડ ભંજન એ મંમાયા, શોભે શ્યામ રંગેથી,
અંબાની સાથે. ઉભાં કરીને મંદહાસ્યે, અંબાની સાથે.

ભવભીડ ભંજન કાલીકા પ્રગટ થઇને, જગદંબાના પડખામાં આવી ઉભાં, જગદંબાનું સુંદીર સ્વરૂપ શોભવા લાગ્યું, દયાળુ જગદંબા હસીને પછી દેવોને કહેવા લાગ્યાં—તમો નિર્ભય રહો, હું હવે તમારા શત્રુને મારીશ, મારે તમારૂં કામ કરવુંજ છે. માટે હું યુદ્ધમાં વિહાર કરીને, શુંભ-નિશુંભ દૈતોનો જરૂર સંહાર કરીશ. પછી સર્વે દેવતાઓ આનંદ કરતા પોતાના સ્થાનમાં ગયા. પછી જગદંબા આ

યુદ્ધ ધરી, સિંહ ઉપર સ્વારી કરી, કાલીકા સહિત શુંભના નગરમાં ગયાં ને ઉપવનમાં જઇને ઉભાં ને કામદેવને મોહ પમાડે એવું કરમાં વિણા લઇ સુંદીર ગાયન કરવા લાગ્યાં

( બોલો મારા પ્રેમી પોપટજી બોલ બોલો—એ રાગ. )

શબ્દ વિણા વાગી, અંબાની રહી વાગી,
વાગી વાગી વન વગડે વાગી.
ત્રિભુવનને આણંદકારી લાગી, લાગી લાગી વનવગડે વાગી—શબ્દ
પશુ-પક્ષી ઉર આણંદ લાવે, મૃગલા મોહ થેઈ થેઈ કરતા ત્યાં આવે;
મધુર શબ્દે ત્યાં અજબ જોત જાગી, જાગી જાગી વિણા વાગી—શબ્દ
અસુર આણંદ લાવી આવ્યા ત્યાં ધાઇ, ચંડ-મુંડ મોહ પામ્યા એમાંહે
સંગીતે જાણે ભીડ ભિત્તરની ભાગી, ભાગી ભાગી વિણા વાગી—શબ્દ
વિણા સાંભળશે જે ભાવ ધરી કાને, સહકિર્તીએ ચડે તે વૈમાને
શિવશંકરે ભક્તિ મુખ માગી, માગી માગી વિણા વાગી-શબ્દ

પાપી ચંડ–મુંડ ઉપવનમાંથી મોહ પામીને, મહા બળવાન પોતાના રાજા શુંભનીપાસે આવી શુભસમાચારની વધાઇ ખાવા લાગ્યા.

( જહુચર જાળી, દિન દવાળી—એ રાગમાં કટાવ. )

ઉપવનમાં આવી નારી, જેણે સિંહે કરી છે સ્વારી,
ઉપવનમાં એક આવી નારી, સિંહ કરી છે જેણે સ્વારી,
મધુર વિણા કરમાંહે ધારી, મૃગ નયનીની શોભા સારી,
સંગીત શબ્દે મન હરનારી. ત્રિભુવનમાં નહિ તારૂણી એવી,

તેજ તણો ખિંખકાર એ દેવી, દેવ અને ગાંધર્વ લોકમાં નહિ કોઈ એવી, કળા કહી ન શકાય કેવી, જુક્તિ જેની જોયા જેવી. નહી કોઇ આવે એની તુલ્યે, અમુલ્ય સરખું જેનું મુલ્યે, ભાવી કદાપી ભમતાં ભુલ્યે, આવી તમ હીંડોળે ઝુલ્યે, તર્ત તમારૂં ભાગ્યજ ખુલ્લે. વિચાર કરીને વ્હેલા જાઓ, ખોટી શું કરવાને થાઓ, હાવ ભાવ કરી પુર્ણ રીઝાવો, સદ્‌ભાગ્યે ત્યાં નિશ્ચે ફાવો, મન ગમતો લેવાને લાવો. ત્રિભુવનના તમે દિશો સ્વામી, સ્વર્ગ તણી પદવીને પામી, સર્વ લોકમાં સત્તા જામી, પણ એ બાળાની બહુ ખામી. (એ કામની જઈને લાવો, આ સ્વર્ગસદન શોભાવો.)

---

ચંડમુંડના મધુર શબ્દોના વખાણથી જેનું મન પ્રસન્ન થયુંછે, એવા શુંભે પોતાની પાસે બેઠેલા સુગ્રીવનામના દૈત્યને કહેવા લાગ્યો.

( ભાષણરૂપી છપ્પા, હરિગીતમાં. )

શુંભ—સુગ્રીવ વ્હાલા દૂત થઈ. મુજ વૃષ્ટી કરવા પરવરો;
શાણા અને શુરવીરનો, હ્રદયે ભરોસો છે ખરો.
બાળા તમે લાવો અહીં, વચનો વદી મીઠાં અતિ;
નહિ ભંગ લાવો રંગમાં, એવી તમારી છે મતિ.
જાઓ ત્વરાથી તર્ત વેગે, વાર ન કરશો કંઈ;
લાવો તરૂણી તેહને, ઉપવનમાં વ્હેલા જઈ.

---

શુંભનાં વિનય પુર્વક વચન સાંભળી, સુગ્રીવ નામનો દૈત્ય જ્યાં ઉપવનમાં જગદંબા ઉભાં છે ત્યાં ગયો–ને સિંહ ઉપર સ્વારી કરેલાં જગદંબાને પ્રણામ કરી મધુર વચનથી કહેવા લાગ્યો.

( એક સરસ વાત સમજાવું રે સંતો હે પ્યારા—એ રાગ. )

સુગ્રીવ–તારૂણી તુજને તલસે છે રે, શુંભ સોહાગી;
કરગરી કહું છું તુજને રે, મુખથી હું માગી.
હું દૂત બનીને આવ્યો, શુંભનો સંદેશો લાવ્યો
મને ગુપ્ત રીતે દર્શાવ્યોરે, શુંભ સોહાગી—(૧)
એ ત્રિભુવનનોછે સ્વામી, રહ્યા દેવ સહુ શિરનામી;
નહિ કોઈ વાતની ખામીરે, શુંભ સોહાગી—(૨)
એ દેવ તણો છે દેવા, જેની સહુ કરે છે સેવા;
મન ગમતા લાવી મેવા રે, શુંભ સોહાગી—(૩)
તમે માનો કહ્યું જરી મારૂં, તમ લાયક તેને ધારૂં;
તમને જો લાગે સારૂં રે, શુંભ સોહાગી—(૪]
જાણો ભાગ્ય નક્કી ભળવાનું,સુખ માગોતેહુમળવાનું;
દુઃખ દુર સહુ ટળવાનુ રે, શુંભ સોહાગી—(૫)

( રાગ સદર. )

જગદંબા–શાણા કહું તુજને સાચુંરે, આવી હું જોવા;
એ બળીયાને બતલાવોરે, સંદેહ મુજ ખોવા,
હું આવી તેને વરવા, નહિ રાખી કાંઈ મેં પરવા;
સહુ કાર્ય મારાં સરવારે, આવી હું જોવા—(૧)

એક સમે સખી સંગાથે, મેં પણ લીધું છે હાથે;
કરી યુદ્ધ જીતે મુજ સાથેરે, આવી હું જોવા—(૨)
નક્કી મારે તેહને વરવું. કહે ભાઇ હવે શું કરવું;
તે હ્રદય માયરે ધરવુંરે, આવી હું જોવા—(૩)

પછી જગદંબા સુગ્રીવ નામના દૈત્યને કહેવા લાગ્યાં, હે દૈત્ય તું બહુ ચાલાક છે, હું તારાં વચનો સાંભળી પ્રસન્ન થઇ છું, પણ મેં જે પ્રતિજ્ઞા લીધી જે કે, મારી સાથે યુદ્ધ કરીને મને જે જીતે તેને મારે વરવું. તે કાપી મિથ્યા બનાર નથી. માટે તું તારા સ્વામી શુંભ-નિશુંભને જઇને મેં કહી તે સર્વ હકીકત કહે તે મારી સાથે યુદ્ધ કરવા આવે. તેને જો મારા ત્રિશૂળની બહુ બીક લાગતી હોયતો કહેજે કે, સ્વર્ગ અને પૃથ્વી છોડી પાતાળમાં ચાલ્યા જાય. આ પ્રમાણે દેવીનાં વચનો સાંભળી વિસ્મય થઇને દુત ચાલ્યો ગયો, ને પોતાના રાજા શુંભની પાસે આવી કહેવા લાગ્યો-સ્વામી મેં ઘણી ચાલાકી કરી પણ તે સર્વ વ્યર્થ ગઇ. તે બાળાએ એક કઠીણ પ્રતિજ્ઞા લીધી છે તે પાળે તેને પતિ કરવો એવો તેનો નિશ્ચય છે. તે પ્રતિજ્ઞા આપને કહું તે સાંભળો—

( ગીતિ. )

જંઘ મચાવી જીતે, બાળા બોલી તેને જરૂર વરવું;
સત્ય કહુ છું સ્વામી. કાંમની લેવા કેમ હવે કરવું.

---

સુગ્રીવના શબ્દો સાંભળી, શુંભ વિચારમાં પડ્યો. પછી પોતાના

બાદ નિશુંભને બોલાવી કહેવા લાગ્યો, કે ભાઇ આ વિષે તમારો શો અભિપ્રાય છે, તે કહો? એ સ્ત્રી યુદ્ધ કરવાની ઇચ્છા રાખે છે, ને તે યુદ્ધ કરવા બોલાવે છે, તો યુદ્ધ કરવા હું જાઊં કે તું જશે? પછી નિશુંભ કહેવા લાગ્યો કે ભાઇ મારે કે તમારે યુદ્ધ કરવા જવાની જરૂર નથી. તમો ધૂમ્રલોચનને તુરત મોકલો. એ બળવાન એ સુંદરીને યુદ્ધ કરી જીતી લઇને જરૂર લાવશે-પછી આપણે વિવાહની ગોઠવણ કરીએ, પછી શુંભ એ દેવના ઉપર ક્રોધ કરી ધૂમ્રલોચનને કહેવા લાગ્યો.

( સિંહનો કનરો. )

ધૂમ્રલોચન તમે જલ્દી જાઓ, એ અબળાપર આપણો દાવો;
બહુ બહાદુરી જાણું તારી,લસ્કર લઇને જલ્દી સીધાવો. ધૂ૦
યુદ્ધ કરે તો કરજો પ્રાણે, જુદી થઇ નહિ જંગ મચાવો. ,,
બાણ સહન કરી બાળા કેરાં, સમજુ થઇને નહિરે સતાવો. ,,
શું કહું ઝાઝું મુખથી લાજું, નહિ સમજે તો પકડીને લાવો. ,,

---

પછી પોતાના સ્વામી શુંભની આજ્ઞા લઇ, મહા બળવાન દૈત્ય ધૂમ્રલોચન સૈન્ય સાથે ઉપવનમાં જગદંબા જ્યાં ઉભાં છે, ત્યાં આવ્યો પછી પ્રણામ કરી કહેવા લાગ્યો.

( માળવા આવીને ગર્વ ભરેલી ગોરી—એ રાગ. )

ધૂમ્રલોચન—આવ્યો અહીંયાંરે, તારુણી તુજને લેવા,
કરૂં હરદમ શુંભની સેવા— આવ્યો૦
અલબેલો એ અંતરયામી થઇને બેઠો રાજા,

આણુ વરતે ત્રિભુવનમાં તેની, રાખીને સહુ માઝા. આવ્યો
તલસે તમને તેહ વિચારો,સર્મ જરી કંઈ લાવો,
હશી હશીને હળવે બોલું,અવસર નહિ મળે આવો. ,,
યુદ્ધ કરોને સંગે હમારી, પણ હ્યો પ્રીતે પાળી,
સમજુ થઈ ને સાથે આવો, કોણ ઉભી છે આ કાળી. ,,

દુરાત્મા ધૂમ્રલોચનના કઠોર શબ્દોથી કાલીકા એકદમ ક્રોધાયમાન થઇ ગયાં ને કહેવા લાગ્યાં–

( યાર કે ઘર ચક્ષ જાવે નીડર બતલાદે ખબરીયાં-એ રાગ. )

હાયરે હાય પાપી બોલે શું બ્ડેકી કાંઈ તુંને શરમ છે. (૨)
સિંહણી કદી શિયાળને જાયે, હસ્તીની ગધેડાને નવ ચ્હાયે;
પાપી તુંને છે ધિક્કાર, અરે ઓ ગમાર, કરી લે વિચાર;
ફુટેલું તારૂં કેવું કરમ છે— હાયરેહાય—(૧)
કાયર થઇ યુદ્ધ કરવા આવ્યો, સૈન્ય શું કરવા સાથે તું લાવ્યો;
તયાર થાને તું આજ, આવે નહિ લાજ, ચડી મુંને દાઝ;
સુરવીરનો શો ધરમ છે— હાયરેહાય—(૨)

---

કાલીકાના વજ્રરૂપી બોલાથી ધૂમ્રલોચન ગર્જના કરી, તો સૈન્ય ને યુદ્ધ કરવાની રજા આપીને, કાલીકાના સામો યુદ્દ કરવા ઉભો રહ્યા ને કહેવા લાગ્યો.

( ઓખા હરણનો રાગ. )

**ઓ કાલી કજીયાવાલી, કેમ ગરજે છે તું ખાલી રે (૨)**

જંધ મચાવી આજે હું તુજને હણું રે-
એમ કહી કુદયો તે પાપી, મન રીશ ઘણેરી વ્યાપીરે (૨)
બાંણની વૃષ્ટી કરી પાપી આજે ઘણું રે-
કરી ક્રોધ કાલીકા ત્યાંહે, કરી બાંણની વૃષ્ટી જ્યાંહેરે (૨)
ધૂમ્રલોચનને ધીરજ મનમાં ન રહી રે-
મારી ગદા ખડગને બાંણ, સહુનો વાળ્યો સથરાંણ રે. (૨)
નાશા ભાગી અસુર સૈન્યામાં થઇ રે-
મંમાચા હીંમત ધારે, માર્યા બાંણ પાંચ તે વારે રે. (૨)
રથ ભાગ્યો ને સારથી સાથે મારીયોરે-
થઇ તર્ત તેહ તૈયારે, તે પરીઘ કરમાં ધારે રે. (૨)
વિચાર કાલીકાને હણવા ધારીયો રે-
ધાયો ધૂમ્રલોચન લઇ હાથે, એ અસુર કેરો નાથે રે,
કાલીકા પર ફેંકયું પાપી તે સમે રે-
જગદંબા મન વિચારે, મુજ બ્હેનીને એ મારે રે (૨)
પાપીનો પણ કાળ નજીકમાંહી ભમેરે-

---

[ પછી જગદંબા ક્રોધાયમાન થઇને પાપીને હણવાનો નિશ્ચય કરેછે.]

( મરાઠી સાખી. )

ક્રોધ કરી જગદંબા ગાજ્યાં, કીધી કરડી ચશ્મ,
ૐ શબ્દે હણીયો પાપી, પળમાં કીધો ભષ્મ,
હાહાકાર કરી, અસુર નાઠા ભય ધરી, હાહાકાર કરી.

જગદંબાએ ધૂમ્રલોચનને ( ૐ ) શબ્દે બાળીને ભસ્મ કર્યો ને બાકીના સેન્યનો કાલીકાએ નાશ કર્યો—પછી જગદંબા શંખનાદ કરવા લાગ્યાં તે પાપી શુંભના સાંભળવામાં આવ્યો—પછી યુદ્ધમાં ઘાયલ થઇ નાશીને આવેલા દૈતો ચીસો પાડતા શુંભની પાસે આવ્યા. તેમને શુંભ કહેવા લાગ્યો—પાપી તમે ઘાયલ થઇને કેમ નાશી આવ્યા ને ધૂમ્રલોચન કયાં ગયો તે કહો.

( ખબર નહિ આ જુગમે પલકી—એ રાગ. )

દૈતો—સુંદરી સિંહ ઉપર સ્વારી (૨)
કાલીકા એક ઉભી પાસે ધનુષ્ય કર ધારી.
મચાવ્યો જંગ અતિ ભારી (૨)
કૈને પાડયા, કૈને ત્રાડયા, કૈ નાંખ્યા મારી.
ધૂમ્રલોચન ધાયો જયાંહી (૨)
સિંહ વાહની કરી ગર્જના ભષ્મ કર્યો ત્યાંહી.
અમે સહુ નાઠા ભય પામી (૨)
સેન્ય સહુ સૌંહાર્યું પળમાં શું કરીએ સ્વામી.

---

સ્વામી બહુ બળવાળી જગદંબાને આપ જીતી શકવાના નથી—ધૂમ્રલોચનને ભસ્મ કર્યો છે જેના ઉપર આકાશમાંથી દેવો પુષ્પની વૃષ્ટી કરીને, જય જયના શબ્દોની ગર્જના કરી રહ્યા છે. આ બાબતમાં આપને યોગ્ય લાગે તેમ કરશો, ને હમારાં કષ્ટો હરશો.

પછી શુંભ આવા માઠા સમાચાર સાંભળી વિચારમાં પડયો, ને પોતાના ભાઇ નિશુંભને એકાન્તમાં બોલાવીને કહેવા લાગ્યો.

**શુંભ**—ભાઇ નિશુંભ કાલીકાએ તમામ સેન્યનો સંહાર કર્યો, ને અંબિકા ધુમ્રલોચનને (હૂંઅ) શબ્દથી બાળી ભસ્મ કરી શંખનાદ કરી ગાજી રહી છે—કેટલાક ભયથી નાશીને આવેલા દૂતો આમ કહે છે-હવે આપણે નાશી જવું કે શું કરવું તે કહે,

**નિશુંભ**--ભાઇ નાશી જવું કે ગઢ પકડી બેશી રહેવું યોગ્ય નથી, હું સેન્ય લઇને તેની સાથે યુદ્ધ કરવા જાઉં છું. ને કદાપી હું મરી જાઉં તો તમે વિચાર કરીને કામ કરજો.

**શુંભ**—ભાઇ હમણાં તમારે જવાની જરૂર નથી, હાલ તો ચંડ-મુંડ મહા સમર્થ વીર છે તેમને મોકલીએ.

પછી ચંડ-મુંડ પાસે બેઠેલા તેમને શુંભે યુદ્ધ કરવા જવાની આજ્ઞા આપી.

**શુંભ**—હે મહા વીર ચંડ-મુંડ તમે યુદ્ધ કરી પકડીને, એ અંબિકાને મારી પાસે લાવો, ને ન આવે તો યુદ્ધમાં તેનો નાશ કરજો. હવે તેના ઉપર દયા લાવવાની જરૂર નથી. પછી પોતાના સ્વામીની આજ્ઞા લઇ, ચંડ-મુંડ સેન્ય સાથે રણભૂમીમાં આવ્યા ને સામે ઉભેલાં અંબિકાને કહેવા લાગ્યા.

**ચંડ-મુંડ**—હે બાળા દેવતાઓના સમુહને જીતનાર, શુંભ-નિશુંભને તું નથી જાણતી. તારી સહાયતામાં કાલીકાને સિંહ બેઠે, તને કોઇ સલાહ આપનાર સ્ત્રી કે પુરુષ નથી દેવતાઓએ તારો વિનાશ

મવા તને ઇચ્છેરી છે. એ પક્ષા સ્વાર્થી છે–માટે કાંઇ વિચાર કરીને, અમારૂં કહેવું માની મહા બળવાન શુંભને પતિકર એમ કહી ફરી કહેવા લાગ્યા––

( અહો દિલદાર, જરીક દેદાર, દિવાનીને દાખાડોને–એ રાગ. )

અહો બાળા કરી ચાળા, સતાવો શુંભને શાંને (૨)
તુંને પકડી, અને જકડી, લઇ જઇશું નહિ માંને. અહો.
મુકી ઝઘડો, અને રગડો, તજી આ વનને વગડો;
દયા લાવી, સુખે આવી, ફેરાવો પ્રેમની માળા. અહો.

સાખી.

સૈન્ય સહુ સંહારીયું, ધૂમ્રલોચન તે સાથ;
બાથ ભીડી બળીયા થકી, ધારી ઝાઝા હાથ.
નહિ ફાવો મુકી દાવો, શોભાવો શુંભ રૂપાળા. અહો.

---

પાપી ચંડ–મુંડનો મિથ્યા બકવાદ સાંભળી જગદંબા કહેવા લાગ્યાં—

**જગદંબા**—અલ્યા પાપી તું મને શુંભ જેવા દુષ્ટને પતિ કરવાનું કહે છે, પણ હું વિશ્નુને શિવ જેવાને છોડી બીજાને પતિ કરનાર નથી, ને મારે પતિ કરવો નથી અલ્યા હું સર્વની ઇશ્વરી છું–અલ્યા મેં શુંભ–નિશુંભ જેવા હજારો દૈતોનો યુગે યુગે સંહાર કરેલો છે–માટે પાપી તમે યુદ્ધ કરવા તૈયાર થાઓ, ને પછી મૃત્યુ પામી સ્વર્ગમાં જાઓ. અનુક્રમે તમારી પછી તમારા ભાઇઓને તમારી પાસે

હું મોકલાવીશ–માટે તમે આયુદ્ધ લઇ મારી સાથે યુદ્ધ કરો–પછી ક્રોધ પામેલા ચંડ-મુંડ ગર્જના કરી ધનુષ્યનો ટંકાર કર્યો.

( અહો રાયજી સુણીએનો રાગ. )

ચંડ-મુંડ ત્યાં ક્રોધે ચડીયા, કરી ગર્જના ઘોર;
શંખનાદ કર્યો સિંહ વાહુની, ગાજી રહ્યોછે સોર. અહો રાયજી૦
બાંણુની વૃષ્ટી પાપી કરતા, રીશ ઘણી મન વ્યાપી;
ભક્ત જનુંની જગદંબા ત્યાં, તર્ત નાંખતાં કાપી. ,,
સર્પ સરીખાં બાંણુ મુકતાં, મંમાયા તે વારે;
ઘોર યુદ્ધ પાપીએ કરીયું, તર્ત થઈ તૈયારે. ,,
ક્રોધ કરી જગદંબા ગાજ્યાં, રક્ત થયાં લોચન;
મુખ મુંદ્રીકા ભયભિત જેવી, મેઘ ચડયો ગગન. અહો૦
જગદંબાના લલાટમાંથી. તેજ તણો બિંબકાર;
કરી ક્રોધ કાલીકા પ્રગટયાં, ક્ષણું ન લાગી વાર. ,,
વાઘામ્બરનાં વસ્ત્રજ શોભે, કન્ઠે મુસ્તક માળા;
પ્રૌઢ રૂપ છે પરવત જેવું, રંગે શોભે કાળા. ,,
ખડગ બાંણુ ને ભાલા બરછી, હસ્ત ગ્રહ્યાં હથિયાર;
કરી ગર્જના ત્રિભુવન ચમકયું, દેવ કરે જયકાર. ,,
દૈતો સામાં દોડયાં કાલી, રીશ ઘણી મન માંહે;
પકડી પકડી પાપી મુકતાં, પ્રૌઢ મુખમાં ત્યાંહે. ,,
હય ગજ રથ ને સારથીનું પણુ, ભક્ષણુ કરતાં માજી;
રૂધીર પીએ છે એ રૂદ્રાંણી, ઘોર શબ્દથી ગાજી. ,,

ચંડ-મુંડ ગાજ્યા ત્યાં પાપી, સૈન્ય હણાયું જાણી;
અસંખ્ય બાંણો પાપી મુકે, ક્રોધ મનમાં આણી. અહો.
ચંડ મુકતો ચક્ર જ મોટું, સુદર્શનના જેવું;
કરી ક્રોધ કાલીએ કાપ્યું, સામું આવતું તેવું. ,,
શીલા સરીખાં બાણુજ માર્યા, ચંડને ચન્ડીકાયે;
ચક્કર ખાઈ પાપી પડીયો, તરત પૃથ્વી માંયે. ,,
મુંડ કોપીયો મંમાયા પર, તીક્ષણ બાંણો મારે;
કાલી ખપ્પરવાલી કાપે, ક્ષણું ન લાગે વાર. ,,
અર્ધ ચંદ્રીકા બાંણુજ માર્યું, મુંડને મુર્છા આવી;
સજ્જ થઈને ચંડ ઉઠીયો, ક્રોધ જ મનમાં લાવી. ,,
વામ હસ્તપર ગદા મારવા, પાપી સામો જાયે;
મંમાયાનાં મંત્ર યુક્ત, બાંણોથી તે બંધાયે. ,,
ચંડને બાંધ્યો ચંડીકાયે, મુંડ દોડતો આવે;
સરપંજરમાં મામા સપડાવે, દયા દિલ નવ લાવે. અહો૦

---

આ પ્રમાણે દારૂણ યુદ્ધ કરી કાલીકાએ પાપી ચંડ-મુંડને, સસલાની પેડે સર પન્જરમાં સપડાવીને, સિંહવાહની જગદંબાની પાસે લાવી ખડખડ હશીને કહેવા લાગ્યાં.

(પામ્યો પામ્યો પદમણી નારી હો જાણો તેની સફળ જીન્દગાંની એ-રાગ)

લાવી લાવી જંગ મચાવીરે, પાપીને પકડી હું લાવી.
બાહુ બળીયા દીસે એવા, શુંભ-નિશુંભની કરતા સેવા,

સરપન્જા માંહે સપડાવીરે, પાપીને પકડી હું લાવી. લાવી૦
આપુ બળીદાન અંબે આજે, દેવ તણું કરવાને કાજે,
ભોગ લેજો તમે થઈ ભાવીરે, પાપીને પકડી હું લાવી. લાવી૦

---

કાલીકાનાં ક્રોધ યુક્ત વચન સાંભળી જગદંબા કહેવા લાગ્યાં
જગદંબા—હે કાલી તમારે આ બે દૈતોને મારવા નહિ તેમ છોડી દેવા નહિ. માટે તમને યોગ લાગે તેમ કરો. જગદંબાનાં મધુર વાક્ય સાંભળી વિચાર કરી કાલી કહેવા લાગ્યાં.

કાલી–આ યુદ્ધ રૂપી રણુયજ્ઞમાં પશુનું બળીદાન આપવું તેમાં પાપ નથી. તો આ બે દૈતોને હું પશુ રૂપ સમજી ભોગ આપું છું.

( મરાઠી સાખી )

કાલી—કરી ગર્જના કાલી કોપ્યાં, ખડગ ગહીને હાથે,
ચંડ–મુંડનાં મુસ્તક કાપ્યાં, ભોગ આપતાં સાથે,
અંબાની સામાં રહી, રૂધીર પીતાં તૃપ્ત થઇ, અંબાની સામા રહી.

---

પછી જગદંબા કાલીકા ઉપર પ્રસન્ન થઇ કહેવા લાગ્યાં.

( મરાઠી સાખી )

જગદંબા—વરદાન આપું તમને કાલી, કર્યું દેવનું કામ,
ચંડ–મુંડને હણીયા હાથે, ધરૂં ચામુંડા નામ.
પ્રખ્યાત થશે, સમરે તે જન સ્વર્ગે જશે, પ્રખ્યાત થશે.

---

( જગદંબાના લલાટમાંથી પ્રગટ થએલાં કાલીનું નામ ચામુંડા

થયું છે, જગદંબાના શરીરમાંથી ઉત્પન્ન થએલાં કૌશીકીથી જુદાં હતાં) ચંડ-મુંડ મરાયાથી તમામ દૈતો દોડતા શુંભની પાસે આવ્યા-કૈના હાથ કપાયા છે, કૈના પગ કપાયા છે, કૈના નાક કપાયાં છે એવા ઘાયલ થઇને આવેલા દૈતો પોકાર કરવા લાગ્યા.

( જોયો જોયો ભગત બધું ભોળે જગત્ એ—રાગ. )

ધાઓ ધાઓ વારે વ્હેલા આવો આવો, કરી ક્રોધને કાલી ખાઈ ગઈ,
બાંધી બેઠા દાવો હવે નહિ ફાવો, કરી ક્રોધને કાલી ખાઇ ગઈ.
દૈતોને દેખી મ્હોડાની માંહી મુકે, હય ગજને સારથી નેન ચુકે.
એ રૂધીર પીવાને તરશી થઈ, કરી ક્રોધને કાલી ખાઈ ગઇ,
ચંડ મુંડને પકડી પાસ મહીં, ભોગ આપ્યો અંબાની સામી રહી,
ચામુંડા નામથી પ્રખ્યાત થઈ, કરી ક્રોધને કાલી ખાઈ ગઈ
વૈંશની વૃદ્ધી રાખવા ચાહો તમે, કરગરીને કહીએ આજ અમે,
નામો શિષ અંબાની સામા જઈ, કરી ક્રોધને કાલી ખાઈ ગઈ.
નહિતો પાતાળ માંહી પ્રવેશ કરો, અભિમાન મીથ્યા તને નહિ ઘરો,
ચાલો સેન્યને સાહ્યબી સાથે લઇ, કરી ક્રોધને કાલી ખાઈ ગઈ.

---

તમામ રક્ષકોનો પોકાર સાંભળી શુંભ ગર્જના કરી કહેવા લાગ્યો-શુંભ, બસ કરો આભાગીઆઓ તમો મરણના ભયથી યુદ્ધ-માંથી નાશીને આવ્યા, તમને ભય લાગતો હોય તો પાતાળમાં ચાલ્યા જાઓ. આ જગત દૈવને આધીન છે. પછી હું ખાલી ચિન્તા શા સારૂ કરૂં. જય કે પરાજય થવાનો હશે તે થશે. એ અબળા મને યુદ્ધનું આમંત્રણ કરે છે, ને હું સર્વને લઇ પાતાળમાં ચાલ્યો જાઉં

ને હજારો વર્ષ જીવું, તે મારૂં જીવ્યું ધિક્કાર છે. માટે હું યુદ્ધ કરવા જવાનો ને ત્યાં મર્ણ થાય તો શું થયું. હરેક બાબતમાં ઉદ્યમ કરવો, યશ આપવો દૈવના આધિન છે. આ પ્રેમાણે રક્ષકોને કહીને પાસે બેઠેલા મહા બળવાન દૈત રક્તબિજને યુદ્ધ કરવા જવાની આજ્ઞા આપે છે.

( મરાઠી સાખી. )

રક્તબિજ રણમાંહી જાઓ, સેન્ય લઈને સાથે;
કાલીકાને જગદંબાને, બાંધી અવળા હાથે;
જંઘ મચાવીને, સોંપો મુજને લાવીને, જંઘ મચાવીને.

" હરમાંન ઘર માંહી હડીયો કરે—એ રાગ. )

રક્તબિજ—

વેગે જાઉં સ્વામી વ્હેલો આવું, એ બાળા બળથી બ્હેકી ગઈ.
નિર્ભય થાઉં, પુરી હું સતાવું, એ બાળા બળથી બ્હેકી ગઈ.
સેન્ય લઈ હું સાથે જાઉં, યુદ્ધ કરી પુરો જંઘ મચાવું;
પ્રપંચ જાળમાં પુરી સતાવું, પકડીને બન્નેને સાથે હું લાવું. વેગે૦

રક્તબિજ શુંભને હીંમત આપી, ગર્જના કરતો, જ્યાં રણભુમીમાં અંબિકા પર્વત ઉપર ઉભાં છે, ત્યાં સામો આવે છે. આ પાપીને આવતો જોઇ જગદંબાએ દૈતોને ભય ઉપજાવે તેવો શંખનાદ કર્યો. આ શંખનાદ સાંભળી રક્તબિજ જગદંબાની સામો આવી કહેવા લાગ્યો.

( સખી સ્વપ્નમહિ મનમોહન મે નિરખ્યા—એ રાગ—ત્રોટક છંદ )

રક્તબિજ—

કેમ બાળા તમે શંખનાદ કરી, પરવત ઉપર શું બેઠાં ઠરી;
નહિ જાવાનો હું કાંઈ ડરી, તમ કાર્ય ના જાએ તેથી સરી.
હું રક્તબિજ યુદ્ધ કરનારો, તમથી નહિ બાળા ડરનારો;
બહુ હીંમત મનમાં ધરનારો, તુજને મારૂં કે મરનારો.
હવે અર્જ અમારી ઉર ધારી, પછી જંઘ મચાવો ને ભારી;
એક વચન કહું છું હીતકારી, સમજુ થઇને સમજો નારી.
બ્રહ્માની સાથે બ્રહ્માંણી, રૂદ્રની સંગે રૂદ્રાંણી;
વિશ્નુને વૈશ્નવી શાંણી, તમે ઉરમાં તે લેજો આંણી.
તમને લાયક પતિ નહિ મળીયો, નવ સંદેહ મુજ મનનો ટળીયો;
નહિ શુંભ સરીખો કોબળીયો, તમ ભાગ્ય થકી આવી મળીયો.
જો ભાવી તમને ભુલાવે, નહિ વખત કદી આવો આવે;
કોઈ સખી શાંણી જો સમજાવે, અંતરમાં આનંદ ઉપજાવે.

જગદંબા—

અસ્યા મુખથી શું બકવાદ કરે, સમજુ ને શાંણો જોયો ખરે;
પણ મેં લીધું તે નહિ ફરે, શુંભ સામો આવી યુદ્ધ કરે.
મુજને જીતે તો વરનારી, નહિ તો કંઈ કંઈ હું કરનારી;
દિલ માંહી જરી નહિ ડરનારી, પળમાં તે પ્રાણજ હરનારી.
હું ભોગ લેવાને અહીં આવી, કહું છું તુજને હું દરસાવી;
તું સૈન્ય ઘણું સાથે લાવી, કર યુદ્ધ નહિ જાએ ફાવી.

જગદંબાના શબ્દો સાંભળી, રક્તબિજ ભયંકર ગર્જના કરીને સિંહ ઉપર અત્યંત બાંણુની વૃષ્ટી કરવા લાગ્યો. જગદંબા પાપીનાં તેજસ્વી બાણો પોતાના બાણોવડે કાપી નાખે છે. પછી જગદંબા ક્રોધયુક્ત થઇ પાપી રક્તબિજને તીક્ષણ બાણો મારે છે.

( મરાઠી સાખી. )

કરી ગર્જના ત્યાં જગદંબા, ધનુષ્ય ગ્રહીને હાથે;
તીક્ષણ બાંણો રક્તબિજને, સામટાં માર્યાં સાથે;
પાપી પછડાતો; પળમાં તે મુર્છીત થાતો, પાપી પછડાતો.

---

જગદંબાનાં તીક્ષણ બાંણો વાગવાથી, પાપી રક્તબિજ મુર્છા પામી પૃથ્વી ઉપર પડ્યો. દૈત્ય સેન્યમાં હાહાકાર થયો, માર્યા ઓ માર્યા એમ દૈતો બુમો પાડવા માંડ્યા. શુંભને સમાચાર મળતાં, મહા બળવાન કાંબેજ જાતીના તથા કાલીકેય જાતીના દૈતોને યુદ્ધ કરવા જવાની આજ્ઞા આપી શુંભની આજ્ઞા મળતાં મહા મદોન્મત ચારે અંગવાળુ ઘણું સેન્ય દેવીની સામું યુદ્ધ કરવા નીકળ્યું દાવાનળસરખું ભયંકર સેન્ય આવતું જોઇ, ચામુંડાએ ભયંકર નાદ કર્યો. જગદંબાના ધનુષ્યના ટંકારથી ને શંખનાદથી, ત્રિભુવન ખળભળી રહ્યું છે. કાલીએ તથા સિંહે ભયંકર ગર્જના કરી, ક્રોધથી ભરાયેલા દાનવો, દેવી ઉપર શસ્ત્ર નાંખવા લાગ્યા ને મહા જંગ મચાવી રહ્યા છે. દારુણ સંગ્રામ મચેલો જોઇ, તમામ દેવોની શક્તિઓ પોતપોતાના વાહનઉપર બેસી. રણભુમીમાં આવ્યાં ને મહા જંગ મચાવવા માંડયાં.

( તાલ પુરો મચાવીયો, ચાલ્યા સહુ બાવાને બારીયો—એ રાગ. )

**જંગ પુરો મચાવીયો, શક્તિ તણો શંગ્ર આવીયો.**

આવ્યાં બ્રહ્માંણી ત્યાંય, (૨) વૈશ્નવીની શોભાય;
ગરૂડ ઉપર દેખાય. શાંકરીએ ત્યાં ક્રોધ ધરાવીયો.-જંઘ પુરો.
ામા આવ્યાં તે વાર, (૨) નારસિંહી છે સ્વાર;
સો શક્તિ તે ઠાર, દેવોનું દુઃખ મનમાં લાવીયો-જંઘ પુરો.
કૌમારી કરી ક્રોધ, (૨) વારૂણી એ વિરોધ;
ોબેરી લેવા શોધ, આવ્યાં ઈંદ્રાણી ને સૌ ફાવીયો-જંઘ પુરો.
ભેગાં ભવાની થાય, (૨) કરી ગર્જના ત્યાંય;
દૈતો રીશે ભરાય, ક્રોધ કલ્યાંણીયે દરસાવીયો.-જંઘ પુરો.

---

તમામ દેવીયોને પોતપોતાના વાહન ઉપર બેશી હથિયારો ધારણ કરી આવેલાં જોઇ જગદંબા રાજી થયાં. પછી સર્વનું કલ્યાણ કરનાર શંકર ત્યાં આવ્યા ને કૌશીષ્હીને કહેવા લાગ્યા, કે તમો સર્વ દેવતાઓનું દુઃખ દૂર કરવા પાપી શુંભ-નિશુંભ તથા તેના સર્વ સૈન્યનો સંહાર કરો. ને યજ્ઞના ભાગ દેવોને મળે ને સર્વમાં શાન્તી થાય-આ પ્રમાણે શંકરના શબ્દો સાંભળી કૌશીષ્હીના શરીરમાંથી ભયંકર શક્તિ ઉત્પન્ન થયાં. જેના સાથે હજાર ફાવડીયો હતી-એ શક્તિ શંકરને હશીને કહેવા લાગ્યાં.

( ભલા રે લોકો મરના નક્કી એકવાર—એ રાગ )

શક્તિ-જાઓ તમે આ વાર, શિવશંકર ભોળા જાઓ તમે આવાર.
શુંભ-નિશુંભને સમજાવાને, થાઓ તમે તૈયાર. શિવશંકર.
પાપીને કહેજો કરૂણાં સાગરરે, આવ્યો ધરીને પ્યાર. ,,
પાતાળ જાઓ પાપી વ્હેલારે, કહાડો નહિ કંઇ સાર. ,,

દુઃખ હરવા દેવોનું દેવી રે, ક્રોધ કરીને અપાર. ,,
માને તો માફ છે મૃત્યુ એનું રે, નહિ તો થાશે સંહાર. ,,

( હરિગીત. )

શુંણી શબ્દ શક્તિયો તણા, દિલમાં દયા બહુ લાવીયા;
એ શુંભ ને નિશુંભની, સનમુખ પોતે આવીયા.
શંકર—વદતા તહાં બહુ વેગથી, ઓ પાપીયો સુણજો તમે;
મુજ નામ શંકર સહુ કહે, તમને કહું છું આ સમે.
આવ્યો ભલાને કારણે, પાતાળ માંહી પરવરો;
જગદંબનો સંદેશ લાવ્યો, પ્રાણની રક્ષા કરો.
નહિ તો થવાનો નાશ પાપી, યુદ્ધ યજ્ઞની મહીં;
તમ ભોગ લેશે ભાવથી, એ શક્તિયો સામી રહી.
દુઃખ માનો, સુખ માનો, આજ હું દરશાઉં છું;
મનને ગમે ત્યાં મ્હાલજો, અહીંથી હવે હું જાઉં છું.

---

આ પ્રમાણે શંકર શુંભ-નિશુંભને દેવીયોનો સંદેશો પહોંચાડી કૈલાશમાં ગયા. જે દેવીએ શંકરને દૂત કરી મોકલ્યા હતા, તે દેવી શિવ દુતી નામે ઓળખાયછે. શુંભ શંકરના સંદેશાથી ઉશ્કેરાઇ, સર્વ દૈતોને રણભૂમીમાં મોકલે છે. ગર્જના કરી આવેલા તમામ દૈતો તીક્ષણ બાંણોની વૃષ્ટી જગદંબા ઉપર કરે છે.

( આ હિણભાગી મહા પાપી, (૨)—એ રાગ. )

સૌ પાપી તરતજ આવી, (૨) અગણિત સૈન્યાને લાવી;
મન ક્રોધ પુરો દરસાવી, જંઘ મચાવ્યો ત્યાંય હાંહાંરે. જંઘ૦

કાલીકા ક્રોધજ ધરતાં, (૨) પાપીને ઘાયલ કરતાં;
દાવાનળ સરખાં ફરતાં કૈ મુખમાં મુકે–હાંહાંરે કૈને મુખમાં મુકે.
બ્રહ્માંણી સૌને મારે, (૨) શાંકરી ત્રિશૂળ પ્રહારે;
કૈને માર્યા તે ઠારે, પાડે બુમો તેવાર–હાંહાંરે પાડે બુમો તે વાર.
બહુ વેગ વૈષ્નવી લાવે, (૨) પાપી પંજામાં આવે;
મારી ચક્રને શિષ ઉડાવે, કરી ક્રોધ અપાર–હાંહાંરે કરી ક્રોધ અપાર.
ઐંદ્રી આવ્યાં ત્યાં દોડી, (૨) કૈનાં નાંખ્યાં શિર ફોડી;
વારાહીની છે જોડી, સૌ નાઠા ત્યાં જાય–હાંહાંરે સૌ નાઠા ત્યાં જાય.
ધરી હીંમત હડીયો કહાડી(૨) ત્યાં નારસિંહીએ પાડી;
પાપીને મુખથી ફાડી, ભોગ લેતાં તે ત્યાંય–હાંહાંરે ભોગ લેતાં તે ત્યાંય.
ચામુંડા ખપ્પર ધારી, (૨) દૈતોને પળમાં મારી;
ભક્ષણ કરતાં તે વારી, ક્રોધ યુક્ત થઈ–હાંહાંરે ક્રોધ યુક્ત થઈ.

---

આ પ્રમાણે મહા ભયંકર યુદ્ધ મચી રહ્યું છે. કૈનાં ધડથી મુસ્તક જુદા થઇ ગયાં છે કૈ ઘાયલ થઇ પૃથ્વી ઉપર પડયા છે–કોઇના હાથ કોઇના પગ, કોઇના નાક, કોઇના કાંન કપાયા છે. દારૂણ સંગ્રામથી લોહીની સરીતા ચાલી રહી છે. ભયંકર શબ્દ કરી ભવાનીઓ પાપીઓના ભોગ લે છે. દૈત્યની સેન્યામ દેવીઓએ ભંગાણ કરી મુક્યુંછે, તેવામાં મહા બળવાન રક્તબિજની મુર્છા વળી તે ગર્જના કરતો દાવાનળ સરખો, રથમાં બેશી, ચામુંડાને કાલીકાને મારવાનો વિચાર કરી, યુદ્ધ કરવા સામો આવી ઉભો.

**વ્યાશ**—હે રાજા જન્મેજય આ દૈત્ય શંકરનું વરદાન પામેલો છે, તે શું વરદાન પામેલો છે તે કહું તે સાંભળો.

( મરાઠી સાખી. )

રક્તબિજને રણમાં લડતાં, રક્ત પડે જ્યાં તેનું;
અસંખ્ય રક્તબિજો પ્રગટે, અદ્‌ભુત કાર્ય છે એનું;
તે ક્રોધ કરે, મંમાયાની સામો ઠરે, તે ક્રોધ કરે.

---

( કટાવ )

( બહુચર બાળી, દિન દયાળી, એ રાગમાં કટાવ. )

રક્તબિજ રણ માંહી આવ્યો, ક્રોધ પુરો મનમાં તે લાવ્યો, કરી ગર્જના રોફ બજાવ્યો, કાલીકાએ પુરો સતાવ્યો, હીંમત ધારી પણ નવ ફાવ્યો. વૈષ્ણવીને વેગે દોડી સાંગ્ય લઈને પાપી મારે, વૈષ્ણવીની હીંમત ભારે, કરી ચુર્ણ નવ લાગી વારે, ચક્ર મારીયું થઈ તૈયારે, લોહી તણી નીકળી ત્યાં ધારે. રક્તબિજ જેવા પ્રગટ્યા ત્યાં છાંટા પડતાં પળમાં પાપી, ઐન્દ્રીને મન રીશજ વ્યાપી, વજ્ર મારીયું હીંમત સ્થાપી. બ્રહ્માણી ત્યાં ભય ઉપજાવે, મારી દંડને પુરો સતાવે, ત્રિશુળ લગાવે, મહેશ્વરી વેગેથી આવે. સર્વ શક્તિઓ ઘાયલ કરતાં, ક્રોધે ફરતાં, પાપીથી પણ તે નવ ડરતાં, સામાં ઠરતાં, દુઃખ દેવોનું મનજ ધરતાં. રૂધીર પ્રવાહો ચાલ્યા જાયે, અસંખ્ય રક્તબિજો થાએ, જ્યાં દેખે ત્યાં તે દેખાયે, રીશ કરીને સામાં ધાયે, તવ દેવો મનમાં ગભરાયે, આ પાપી તો નહિ જીતાયે. જગદંબા તવ ધનુષ્ય લેતાં, ક્રોધ કરીને સામાં રહેતાં, ચામુંડાને મુખથી કહેતાં, પ્રૌઢ

રૂપ પળ માંહી કરજો; મારૂ પાપોને મુખમાં ધરજો; રૂધીર પીવાને ફરતાં ફરજો, દેવોનું દુઃખ વેગે હરજો. કરી ગર્જના જગદંબાએ, ત્રિભુવન સહુ ચમક્યું છે ત્યાંએ, દેવ સહુ મનમાં હરખાએ, જય જય શબ્દો મુખ ઉચરાએ. જગદંબાને ક્રોધજ વ્યાપે, ખડગ ગ્રહી પાપીને કાપે, ચંડીકાને ભોગજ આપે. તવ ચંડીકા કંઈ નવ ચુકે, રૂધીર પીતાં એ મુખમાં મુકે, ક્રોધ પામેલો રક્તબિજ ત્યાં ઘાયલ થઈને ગદા પ્રહારો વેગે કરતો, જોર બતાવે મરતો મરતો. નવીન થતાને નાશ પમાડ્યા, ચંડીકાએ જરૂર જમાડ્યા. રીસ કરીને જગદંબાએ મુશળ પ્રહારો પળમાં કરીયા, પાપીના ત્યાં પ્રાણુજ હરીયા, ચામુંડાએ ખપ્પર ભરીયા, સબ ના ભાગો મુખમાં ધરીયા. (દૈતો બહુ પામ્યા ત્રાસે, એ આવ્યા શુંભની પાસે.)

રક્તબિજના મરાવાથી રણભુમીમાં ઘાયલ થએલા દૈતો શુંભની પાસે આવી પોકાર કરી કહેવા લગ્યા.

(ડરમાં તું દિલ સાથ છોકરા ડરમાં તું દિલ સાથ-એ રાગ.)

દૈતો—અરજ શુણો હે નાથ, અમારી અરજ સુણો હે નાથ
કોપ્યો શક્તિઓનો સાથ, અમારી અરજ શુણો હેનાથ.
જંઘ મચાવી, પુરા સતાવી, દૈત્રીયો દયા નહિ દિલ લાવી;
બાંણુની વૃષ્ટીને વરસાવી, મુસ્તક કૈકનાં નાખ્યા ઉડાવી;
[કૈના હાથ કપાયા,કૈના પગ કપાયા]રોળ્યોરક્તબિજસંગાથ.અ૦

